# ગંગા

## એક ગુર્જર વાર્તા.

ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ

"ગુજરાતી"ના અધિપતિ.

મુંબઈ:

૧૮૮૮.

કિમ્મત રૂ ૧-૮-૦

# GANGA:

## A GURJÀR TALE.



**ICHHARAM SURYARAM DESAI,**

EDITOR OF THE "*Gujrati.*"



A good wife is Heaven's last best gift to man—his angel and minister of graces innumerable—his gem of many virtues—his casket of jewels—her voice is sweet music—her smiles, his brightest day—her kiss, the guardian of his innocence—her arms, the pale of his safety, the balm of his health, the balsam of his life—her industry, his surest wealth—her economy, his safest steward—her lips his faithful counsellors—her bosom, the softest pillow of his cares—and her prayers, the ablest advocates of Heaven's blessing on his head. *Jeremy Taylor.*



Bombay.

1888.

**અર્થ**—એક સુશીળ રમણી તેના પતિને સૌથી છેલ્લી શ્રેષ્ઠ ઈશ્વરી બક્ષિસ છે—તેનો પાર્ષદ છે તથા તેની તરફથી અસંખ્ય દાનોની દાતા છે—અસંખ્ય સદ્‌ગુણો ભરેલું તેનું મણી છે—તેના અલંકારોનો ખજાનો છે;—તેનો સ્વર એક મધુર ગાયન જેવો છે—તેનું મધુ મધુ હાસ્ય, તેનો ચકચકિત દિવસ છે—તેનું ચુંબન, તેના નિર્દોષપણાનો રક્ષક છે—તેના હસ્તકમળ, એ તેના નિર્ભયપણાના કોટ છે, તેની આરોગ્યતાનો અમી છે તથા તેના જીવિતનો અમૃત રસ છે—તેના ઉદ્યોગ, એ તેની સાશ્વત સંપત્તી છે—તેની કરકસર, એ તેનો અત્યંત પ્રમાણિક કારભારી છે—તેના અધરોષ્ટ તેના વિશ્વાસુ સચિવ છે—તેનું ઉર તેની જંજાળોનું કુમળું ઓસીસું છે—અને તેની પ્રાર્થના એ તેના ઉપર પ્રભુના આશિર્વાદ વરસાવનારો શક્તિમાન પ્રતિપાળક છે.

**જેરીમી ટેલર.**



BOMBAY:
PRINTED AT THE "GUJRATI" PRINTING PRESS
BY RATANJI NASARWANJI ANTIA.

# ગંગા

## એક ગુર્જર વાર્તા.

ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ

"ગુજરાતી"નો અધિપતિ.

पतिप्रिय हिते युक्ता स्वाचारासंयतेन्द्रिया ।
इहकीर्त्ति मवाप्नोति प्रेत्यचानुपमंसुखं ॥
सन्तुष्टो भार्य्यया भर्त्ता भर्त्रा भार्य्यातथैवच ।
यस्मिन्नेवकुलेनित्यं कल्याणंतत्रवैध्रुवं ॥

**અર્થ**-જે પત્ની પતિના પ્રિય અને હિત કાર્યમાં મચેલી રહેછે, સદાચાર અને સંયતેન્દ્રિય થાયછે, તેને આ લોકમાં (ઉજ્વળ) કીર્ત્તિ અને પરલોકમાં અનુપમ સુખ પ્રાપ્ત થાય છે. જે કુળમાં પતિ પત્નીથી અને પત્ની પતિથી નિત્ય સંતોષિત રહે છે તે કુળમાં નિત્ય કલ્યાણનો વાસ છે.

મુંબઇ.

૧૮૮૮.

DEDICATED

TO

**MANASSUKHRAM SURYARAMA**
**TRIPATHI ESQ.**

In faithful remembrance
of
His kindly feeling towards myself, his
oft repeated and most welcome sug-
gestions for the successful discharge
of the duties of my profession, his
sustained energy in my welfare,
as also his great learning, his
proficiency in the Vadantic
lore and in Politics

by the AUTHOR.

રા. રા. મનઃસુખરામ સૂર્યરામ

ત્રિપાઠીને

મારા પ્રત્યે મમતા ને પ્રેમ, મારા ઉદ્યોગની ફરજ પૂર્ણપણે

બજાવું તે માટે આપવામાં આવતી વારંવારની યોગ્ય

સૂચનાઓ, મારા કલ્યાણમાં સદોદિત ઉમંગ,

તથા

તેઓની વિદ્વત્તા, વેદાંત વિષે

નિપુણતા, રાજનીતિજ્ઞતા એ સર્વેનાં સ્મરણાર્થે

આ મારી સ્વલ્પ કૃતિ પ્રેમપૂર્વક અર્પણ કરૂં છું

હું

**ઇચ્છારામ સૂ. દેસાઇ.**

# નેપથ્ય.

---

આ નવલકથાનું હાર્દ નિહાળી, તેની જે જાતની ગુંથણી કરવામાં આવીછે તે ભાળી ચોમેરથી ઉદ્વિગ્ન મનનો નિશ્વાસ નિકળતો ગ્રંથ-કર્તા નેપથ્યનાં બાજુમાંથી જોયછે. અનેક પ્રકારના આર્યગૃહરાજ્યનાં ચિત્રો રંગભૂમીપર દર્શાવવામાં આવ્યાંછે, ને તેમાં આર્ય-ભુવન (Home)-માં બનતા નૂતન નૂતન બનાવો એવી તો જુદી જુદી રીતે દર્શાવ્યા છે કે, તેમાંના ઘણાખરા એક સ્થળે નહિ તો ઘણે સ્થળેથી પણ સહજમાં ભેગા થયલા જોવામાં આવેછે. એમાં જે અર્થ ગાંભીર્ય રહ્યું છે તે જોતાં આ નવલકથા લોકમાં અતિ પ્રિય થાય ને તેના પ્રત્યે, પ્રત્યેક જન નિર્મળ મનથી જોવાને તત્પર થાય એમાં આશ્ચર્ય કંઇ નથી. આર્યગૃહરાજ્યનો આ એક નાટક છે, ને તે તમાસામાં સર્વ વસ્તુ મળેછે: દમ્પતિનો ગૃહાચાર, પ્રેમનીતિ, સાસુ વહુનો સંબંધ, સસરા વહુનો પ્રસંગ, સસરાનું સુવર્તન અને ઘરરખુ પુત્રવધૂ; અને પછી 'વધારે શું જોઇયે છે?' એમ રંગભૂમિનો નાયક પુછે છે.

નવલકથામાં જે હાર્દ સમાયલું છે તે હાર્દ ઘણાકોને પસંદ પડ્યું છે.—અને હ્યાં ને ત્યાં મર્મજ્ઞ વાક્યોથી કથા શોભતી જોવાથી સ્ત્રી ને પુરુષો એપર તુષ્ટમાન્ થયેલાં જોવામાં આવે છે. શાળા ને પાઠશાળામાંથી એની માંગણી થઈ છે. ને જો કે ગ્રંથની સર્વ કૃતિ રંગ-ભૂમિના સૂત્રધારીની નથી તથાપિ તેને આશ્રય આપવાને અતિ ઉત્કંઠા બતાવવામાં આવી છે. સામાન્ય રીતે કથાનો પ્રારંભ અને અંત હૃદયને ઘણો પૂર્ણ કરનાર છે ને તે આનંદ ઉત્પન્ન કરે તે કરતાં વૈમનસ્યપણું વધારી મનની શાંતિમાં ભંગ પાડે છે. જ્યારે તમો ઘેર આવો ત્યારે નીચે બેસી, તદન સ્થિરચિત્તે, મનને દોષમુક્ત કરી મારા ગ્રંથ માટે કે તમારાં કાર્ય માટે વિચાર કરજો, જેથી યોગ્યાયોગ્ય સારી રીતે દેખાશે.

ઘણાકોનો વિચાર નવલકથાની વિરૂદ્ધ હોય છે. તેઓ કહે છે કે વાર્તાઓ વિષયવાસના વધારનારી છે. એ બાબતમાં ના પડાય તેમ નથી. તથાપિ આ કથાપ્રસંગ તદ્દન નિરાળો છે. તેમાં જે જાતની ગુંથણી ગુંથવામાં આવી છે તેમાંથી ગ્રંથકર્ત્તા પોતેજ પોતાની મીણબતિના અજવાળાથી સારી રીતે જોય છે કે પડદાનો રંગ, પોષાકનો લખલખાટ, ને પાત્રોએ એકેક પછી એકેકે યોગ્ય રીતે રંગભૂમિપર પ્રવેશ કરી પોતપોતાનું કાર્ય કરવું, તેમાંથી કોઇને પણ અલાભ પ્રાપ્ત થાય કે દોષ દર્શાવાય તેવું થોડુંજ છે. અને ત્યારે હવે પ્રયોજકને વધારે શું કહેવાનું છે? હરેક કાર્યમાં ભૂલ હોય, દોષ હોય, તે સઘળા ઉપર લક્ષ આપવા કરતાં માત્ર તેમાંથી હૃદયપર આબાદ છાપ મારે તેવું ગ્રહણ કરવાને તે વિનંતિ કરે છે. ઘણા જુદા જુદા પ્રસંગ પરત્વે આ નવલકથા લખાઇ છે; ને તેમાં ઘણા દોષો હશે, તથાપિ જે સુજ્ઞ છે તે તેવી બાબતપર બીલકુલ લક્ષ આપતા નથી: તેઓ પાત્રના દોષ જોવા કરતાં તેઓની કૃતિ ને સુબોધને વધારે જોયછે.

અને આટલું કહ્યા પછી પ્રયોજક, દર્શનગૃહમાં વિરાજિત થયેલા શ્રોતૃવર્ગને વિનવે છે કે અભિનયની જવનિકા ઉઘડે છે તે તરફ દૃષ્ટિ કરવી.

રામનવમી<br>
સંવત ૧૯૪૪.

# શુદ્ધિપત્ર.



| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪ | ૧૩ | નાજુકા | નાજુક |
| ૫ | ૧ | આવ વા | આવવા |
| ,, | ૧૭ | હાથમ | હાથમાં |
| ૬ | ૬ | તેને | તેનો |
| ૧૧ | ૮ | ગયા | ગયા. |
| ૧૭ | ૧૮ | હતો કોઈ | હતો કે કોઇ |
| ૧૯ | ૨૫ | રહ્યુ . | રહ્યા. |
| ,, | ૨૬ | તેઠીક ન | તોઠીક એમ |
| ,, | ૨૮ | ક્રાધ | ક્રોધ |
| ૨૨ | ૨૯ | થી | નથી |
| ૨૩ | ૨૮ | મહારાજ | મહારાજ ! |
| ,, | ૩૨ | હશો' | હશો. |
| ૨૬ | ૨૫ | કહ્યું | કહ્યું, |
| ૨૭ | ૬ | બાવાજીને | બાવાજી ને |
| ૨૯ | ૭ | ગોઠતેલા | ગોઠતેલા, |
| ,, | ૧૪ | સાથે મેળવીને | સાથે હોઠ મેળ વીને |
| ૩૧ | ૨૫ | મોડે | મોઢે |
| ,, | ૩૨ | "ટેસ્ટ" | "ટોસ્ટ" |
| ૩૨ | ૨૯ | તે એક | તે સર્વે એક |
| ૩૫ | ૨૭ | પૂછ્યું | પૂછ્યું. |
| ૩૬ | ૨૪ | કાયચડાને | કાયચડા ને |
| ૩૭ | ૨ | પડી | પડી, |
| ,, | ૩ | પાચ્છા. | પાચ્છા; |
| ,, | ૨૧ | લજ્જા શીળ | લજ્જાશીળ |
| ૩૯ | ૧ | ગુમાવી" | ગુમાવી," |
| ,, | ૯ | ખુશીથી" | ખુશીથી," |
| ,, | ,, | મણિઓ | મણિએ |
| ,, | ૧૮ | રૂડું | રૂડું ! |
| ,, | ,, | તું | "તું |
| ,, | ૨૪ | બે-વાગ્યા; | બે વાગ્યા; |
| ૪૦ | ૨૪ | શકે ? | શકે ?" |
| ૪૧ | ૧૭ | ગઈ છે. | ગઈ છે |
| ,, | ૧૮ | થાય | થાય, |
| ૪૨ | ૨૧ | યાં સુધી | ત્યાં સુધી |
| ૪૩ | ૪ | "બેરાગી બો-લ્યો" બાઈ, | બેરાગી બો-લ્યો "બાઈ, |
| ૪૫ | ૩૦ | કરજે. | કરજે, |
| ,, | ,, | તપાસજે, | તપાસજે. |
| ૪૬ | ૧૫ | હતો | હતો, |
| ૪૭ | ૨૮ | પ ડ્યું. | પડ્યું. |
| ૪૮ | ૪ | શિવાજી લૂ-ટારાનો | શિવાજી-લૂટારાનો |
| ૫૧ | ૪ | કીધો, | કીધો. |
| ,, | ૧૭ | કારાણે | કારણે |
| ,, | ૨૫ | થયો | થયો. |
| ૫૨ | ૧૬ | કહ્યું | કહ્યું, |
| ૫૩ | ૩ | આ | એક |
| ૫૩ | ૪ | જ્યાં | "જ્યાં |
| ,, | ૭ | તે | તે;" |
| ૫૫ | ૩૦ | સાહેબ ? | સાહેબ ! |
| ૫૬ | ૯ | અહીંથી | અહીંથી, |
| ૫૮ | ૨૫ | ને માત્ર | હવે માત્ર |
| ૬૦ | ૨ | હવેની | હવે નર-સાની |
| ,, | ૧૧ | હતા. | હતા, |
| ૬૦ | ૨૧ | પૂછ્યું. | પૂછ્યું, |
| ૬૨ | ૧ | મારી | મારી: |

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ,, | ૧૮ | જૂટ ! | જૂટ |
| ૬૩ | ૮ | કોરાણે | કોરણે |
| ૬૫ | ૯ | મુલસરે | માલૂસરે |
| ૭૦ | ૧ | ની | તેની |
| ૭૨ | ૨૯ | બતાવી | બતાવી. |
| ૭૫ | ૧૫ | કરનેમેં | મરનેમેં |
| ,, | ૩૦ | હું | હું, |
| ૭૯ | ૨૬ | સ્વામીને | સ્વામી ને |
| ,, | ૩૨ | સરદારના | સરદાર |
| ૮૨ | ૪ | દેખાવ છે | દેખાવ છે. |
| ,, | ૩ | નાયકા | નાયિકા |
| ૮૩ | ૩ | અવ્યવસ્થા | અવ્યવસ્થ |
| ૮૫ | ૨૬ | જે | જો |
| ૯૦ | ૨૯ | ચૌા | ચોર |
| ૯૧ | ૧૭ | જરરૂ | જરૂર |
| ૯૫ | ૨૦ | નાંખી, | નાંખી |
| ૧૦૭ | ૩૧ | પડે છો, | પડે છે, |
| ૧૦૮ | ૩૩ | લાથે | લોથા |
| ૧૧૨ | ૨ | તેયાર | તૈયાર |
| ૧૧૫ | ૩૧ | છેલ્લા | છેલ્લી |
| ૧૧૬ | ૪ | તે | ને |
| ૧૨૦ | ૩ | ન તમનું | ને તેમનું |
| ૧૩૧ | ૩૨ | તે | તો |
| ૧૩૨ | ૨૮ | નદ્દત | તદ્દન |
| ૧૩૯ | ૭ | જેતાંજ | જોતાંજ |
| ૧૪૬ | ૧ | ઊચ | ઊચા |
| ૧૪૭ | ૮ | "તે બોલ્યો રે | તે બોલ્યો, "રે |
| ૧૫૭ | ૨૪ | નાઞરિક | નાગરિક |
| ૧૫૯ | ૧૯ | થયું. | ગયું. |
| ૧૬૧ | ૨૭ | પ્રમાણે | પ્રમાણે |
| ૧૬૯ | ૧૬ | મોતીલાલ | કેશવલાલ |
| ૧૮૨ | ૩૧ | સારૂ | સારૂ |
| ૧૮૭ | ,, | સારૂં | સારૂ |
| ,, | ૩૩ | ગુંથયાથી | ગુંથાયાથી |
| ૧૯૭ | ૩૨ | ચોળી ઘણું કરીને | ઘણું કરીને ચોળી |
| ૧૯૯ | ૧૪ | બેરાંઓા | બેરાંઓ |
| ,, | ૧૫ | કરવ | કરવા |
| ૨૦૦ | ૨ | કીધુ | કીધું |
| ૨૦૧ | ૩ | વાગતે | વાગતે પણ |
| ,, | ૧૪ | તુળજાગરી | તુળજાગવરી |
| ૨૦૯ | ૨૬ | ધર્માદાન | ધર્મદાન |
| ૨૧૩ | ૧૧ | પ્રકરણુ ૩૭મું. | પ્રકરણુ ૩૬મું. |
| ૨૧૫ | ૨૫ | આપણી | આપનાં |
| ૨૨૦ | ૩૩ | કેશવને | કેશવાને |
| ૨૨૭ | ૧૮ | શાકુન્તલા | શકુન્તલા |
| ૨૩૨ | ૨૦ | બોટા, | બેટા, |
| ,, | ૩૧ | પિતાજીના | પિતાજીનાં |
| ,, | ૩૨ | લરીકે | તરીકે |
| ૨૯૧ | ૨૯ | વી | એવી |
| ૨૯૯ | ૨૯ | ચ વા | ચાલવા |
| ૩૦૫ | ૨૧ | ગયેલી | થયેલી |
| ૩૦૩ | ૧૭ | વહેમ | વેહેમ |
| ,, | ૨૪ | મનમાં | મનના |
| ૩૨૧ | ૧ | પોતાન | પોતાના |
| ,, | ૬ | ચલાવવમાં | ચલાવવામાં |
| ,, | ૨૬ | જેઓએ | જેઓ |

# ગંગા

## એક ગુર્જર વાર્તા.

---

### પ્રકરણ ૧ લું.

#### ખરેખરી સુખી તે હુંજ છું.

"ગંગા ભાભી, ઓ ગંગા ભાભી, તમે શું કરો છો?"

"મોટી બહેન, મને બોલાવો છો? જરાક વાંચવા બેઠી છું."

"સાયંકાળ થવા આવી છે, જો તમારી ઇચ્છા હોય તો દેવમંદિરે આવવાની પિતાજીએ આજ્ઞા આપી છે ત્યાં જઇએ." **કમળા**, જે **ગંગા**ના પતિની બહેન હતી તેણે જવાબ આપ્યો.

"ચાલો ત્યારે હું તૈયાર છું," બીજા ઓરડામાંથી દિવાનખાનામાં, પોતાની નણંદ બેઠી હતી ત્યાં આવતાં ગંગાએ કહ્યું, અને તુરત દિવાનખાનામાં વધારે અંધારૂં હતું ત્યાં દીવાસળી ઘસીને દીવો કીધો; અને પોતાના હાથમાંનું પુસ્તક કબાટમાં મૂકીને મનમોહક હાવભાવથી લુગડાં બદલવા તે પોતાના ઓરડામાં ગઇ. તે સમયની તેની ખૂબસૂરતી ઘણી સરસ હતી! ત્યારે તો એનું યથાર્થ વર્ણન અત્રે કરવું જરૂરનું છે.

અસલથીજ જણાયું છે કે **સૂર્યપુર**ની સ્ત્રીઓ ઘણી સકુમાર અને કોમળ હોય છે. તેમાં નાગર વાણિયાની સ્ત્રીઓ વધારે મોહ પમાડે તેવી હોય છે; પણ યથાર્થ રીતે જો હું બોલું તો એજ ખરૂં છે કે આ વાર્તાની નાયિકા ગંગાના જેવી ખૂબસૂરત એક પણ સ્ત્રી આખા **સૂરત**માં નહતી. તેણી કંઇ જન્મથી **સૂરત**ની નહતી, તેના પિતાનું ઘર તો **વડોદરા**માં હતું. નાનપણથીજ તે ચંચળ અને સુંદર હતી, તેમ જ્યારે તે બાળક હતી ત્યારે બજારમાંથી તેને જતી જોઇ દરેક જણ તેના સામા ફિરી નજર

નાંખતું હતું. એના બાપનો દરજ્જો ઘણો મોટો હતો અને **વડોદરા**માં **ખંડેરાવ** જીવતો હતો ત્યારે તે ન્યાયાધીશનું કામ કરતો હતો. તેના આવા મોટા ઓદ્દાને લીધે તેના ઘરમાં હજારો માણસોની રોજ આવજા થતી હતી, પણ જેટલા લોકો એના પિતાને મળવા આતુર હોય તે કરતાં એનો ચહેરો જોવાને ઘણા આતુર હતા; ગંગાનું કાલું કાલું બોલવું સાંભળીને તેઓ એટલાતો રંજિત થતા કે ઘેર ગયા પછી પણ **ગંગાને** વીસરી જતા નહતા. પોતાના ઘરનાં છોકરાંઓને વારંવાર **ગંગા**ની મનશક્તિ ને તનશક્તિનો દાખલો આપી તેના જેવાં થવાને ઉશ્કેરતા હતા.

પાંચ વર્ષની હતી ત્યારથી **ગંગા** એના પિતાને સેવા સામગ્રી તૈયાર કરી આપતી હતી. તેના પિતાની કોઇપણ આજ્ઞા બોલ્યા પહેલાં બજાવવાને તે તત્પર રહેતી. તેની આવી રીતભાતથી તેના પિતાનો તેનાપર અગાધ પ્યાર હતો. **બિહારીલાલ**ને માત્ર આ એકજ દીકરી હતી, તેટલું છતાં તેણીને ખોટા લાડમાં ઉછેરી નહતી. સાત વર્ષની થઇ કે સાધારણ કન્યાશાળામાં **ગંગાને** ભણવા મૂકી, ને **વડોદરા**ના રેસીડંટને ત્યાં **મિસ ફાઉલર** નામની એક યુરોપીયન સ્ત્રી હતી, તેણીને ગંગાની 'ગવર્નેસ' ઠરાવી હતી. આ બાઇ લગભગ વીશ વર્ષ લગણ **ગૂજરાત**માં રહી હતી, તેથી આપણી સ્ત્રીઓની રીતભાતથી જાણીતી હોવાને લીધે, જે જે અગત્યનું શીખવાનું હતું તેથી **ગંગાને** વાકેફ કરી, તથા યુરોપીયન વિચારમાંના કેટલા ઉત્તમ અને લેવા જોગ છે તેની છાપ તેના મનમાં બરાબર પાડી. **મિસ ફાઉલર**ને અંગ્રેજ સ્ત્રીઓના કેટલાક રિવાજ, પતરાજી, તુંડાઇ, વિવેક મર્યાદા, તથા પતિ પત્નિ પ્રત્યેના ધર્મ, તેમજ પ્યાર સંબંધી ઘણો સારો વિચાર નહતો; પણ ઉલટું તે ગુજરાતી સ્ત્રીઓની કેટલીક રીતભાત પસંદ કરતી; તેથી **ગંગાને** એવી સરસ કેળવણી આપી કે જેથી તે ડાહી, ગંભીર, ગર્વરહિત મીઠા બોલી, સામાને રીઝવનારી અને મળતાવડી થઇ હતી. માત્ર હાલના ચાલુ રિવાજમાં ઘટતો ફેરફાર થાય તો ગૂજરાતી કરતાં ઘરસંસારની બાબતમાં કોઇ વધારે સુખી થાય નહિ એમ તે ધારતી હતી.

આવા ઉત્તમ વિચારવાળી 'ગવર્નેસ'ના હાથ નીચે **ગંગા** એવી તો હોશિયાર થઇ કે તેનેમાટે આખા **વડોદરા**માં વાતો ચાલ્યા કરતી હતી. અગિયાર વર્ષની **ગંગા** થઇ ત્યારે તે કોઈપણ અંગ્રેજ સ્ત્રીપુરુષ સાથે અંગ્રેજીમાં વાત ચીત કરવાને પૂરેપૂરી શક્તિમાન્ હતી. તેની બોલવા ચાલવાની છટાથી **કર્નલ ફેર**ની સ્ત્રીએ વારંવાર તેણીને કેટલીક બક્ષિસો આપી હતી. સંગીત, 'પ્યાનોફોર્ટ' 'હારમોનિયમ'ને 'કોનસરટીના' તે સારી રીતે બજાવી શકતી

હતી. કેનવાસ ઉપરનું ભરત કામ એવું તો સરસ કહાડતી હતી કે તેને માટે બે ચાંદ તેણીને બક્ષિસ મળ્યા હતા.

**એની** કાંતિમાટે તમને કંઇ ભાસ થાય છે વારૂં ? તે શું **આપણી** મુંબઇવાળી જેવી હતી ? અરે નહિજ ! આપણી મુંબઇવાળી પારસણો કે ગુજરાતણોના જેવો પોશાક કે રૂપરંગ ને હાવભાવ તેનામાં હતાજ નહિ, પણ તેના કરતાં વિશેષ સરસ—નહિ કે માત્ર કહેવાના, પણ ખરેખરા ઉત્તમ ગુણો તેનામાં હતા. બાળપણનો તેનો પોશાક અને કાંતિનું વર્ણન કરવું હવે, આ સ્થળે વ્યર્થ છે. તેથી તે કરતાં પહેલાં એટલુંજ કહીશું કે **મિસ ફાઉલર વિક્ટોરિયા**ના હાથ નીચે અચ્છી રીતે શીખ્યા પછી તેર વર્ષની વયે તેનાં લગ્ન **સૂર્યપુર**માં થયાં હતાં. હમણા તેણીની વય સત્તર વર્ષની છે અને પોતાના પતિને ઘેર આવીને રહી છે.

પોતાના ઓરડામાં જઇને સ્વચ્છ પોશાક સજીને તે જલદી તૈયાર થઇ દિવાનખાનામાં આવી. આ વખતની તેની છબી ઘણી દિવ્ય દેખાતી હતી. સોળ સત્તર વર્ષની તરુણીઓ, જેવી દેખાય તેના કરતાં વિશેષ સૌંદર્યવાન્ તે દેખાતી હતી. તેની મુખ કાંતિ તેજસ્વી, આકૃતિ કંઇ લંબ–ગોળ હતી. મોંપર જે ગુલાબી રંગ છવાઇ રહ્યો હતો તે ગુલાબી રંગથી તેની ખૂબસૂરતી ઓર વિશેષ દીલખુશ લાગતી હતી; પ્રીતિ ભરેલો ચહેરો, આર્યની જે ખરે-ખરી ખૂબીઓ તેથી ભરપુર અપ્સરા જેવો હતો; અને જો કે મોજશોખમાં ઉછરેલી છતાં, અવયવો ચપળ ને તીવ્ર અયોધ્યાની સ્ત્રી જેવા હતા. મીઠાસથી ભરેલી કાળી ભમ્મર આંખ, હમણા વળી આનંદથી ભરપૂર ઉમંગી, ભવાં ભરાઉ ને કાળાં તેજસ્વા, વિશાળ પણ નીચું કપાળ, જાણે આપણને પોતાની નમ્રતા બતાવતું હોય તેવું, નાનું પણ તીણું સીધું નાક, જેમાં બે હજાર રૂપિયાના મોતીની વાળી પહેરેલી તેથી લચી ગયલું, લાલ લોહીવર્ણા દાંત અને રતાશ પડતા હોઠ જોઈને તમને અતિ ખૂબસૂરત **જહાંગીર**ના જનાનાની **હુરમ** યાદ આવ્યા વગર રહેશે નહિ. માથામાં સોહાગ ઘલીને ઓળેલો ચોટલો, અને વાંકો વાળેલો અંબોડો, ને તેમાં ઘાલેલી નાગફેણ જોઇને આપણે આશ્ચર્ય પામ્યા વગર રહીએ નહિ. કાનની નીચેની લાલીપર એરિંગ ને ઉપલી લાલીપર આબદાર મોતીનાં ચોકડાં સુઘડ રીતે ડાબા કાનમાં ઘાલેલાં હતાં, તેથા તેનો ચહેરો કોઈને પણ વિશેષ મોહ પમાડે તેવો દીપતો હતો. ગાલ ભરાઉ તથા વચમાં લાલ ઉપસેલા ઝીણા તલ હોવાથી શોભિતા લાગતા. તેની ચામડી છેક બરફ જેવી નહિ, પણ ઘઉંવર્ણના રંગ કરતાં વિશેષ ઉજળી–જાણે ઘણા દૂધમાં ઉકાળેલી કાશ્રી હોય તેવી, પણ વળી કંઇક ગુલાબી, જે દરેક દેશીઓ સ્વરૂપ સૌંદર્યતામાં વખાણે છે તેવી હતી.

તેનો પોશાક કંઇ ખાસ નહતો. તેનો પતિ જો કે એ સમયે ઘેર નહતો તોપણ પિતાતુલ્ય સસરાજીની આજ્ઞા માથે ચઢાવીને એ દિવસે તે સુંદર સાદો પોશાક પહેરી તૈયાર થઇ હતી. રૂપેરી પટાનો ફૂલ ગુલાબી સાળુ પહેર્યો હતો. નાજુકડી તેથી બહારનો ઉઠાવ ભારે નહતો, તોપણ સોળ સત્તર વર્ષની સ્ત્રીને યોગ્ય હતો, તેમાં લીલા કાચી કેરી જેવા, સફેદ બુટ્ટાવાળા ફૂલેવરના ચોળી પહેરી હતી, જેથી મુખ આગળની આકૃતિનો બહાર લગાર વિશેષ ઠસ્સાવાળો લાગતો હતો, ને પીઠપરથી ફૂલેવરના બુટ્ટા સાળુમાંથી જરેજર દેખાતા હતા. જાણે પડદામાં રહેલો નાગ ડોલતો હોયની. ગળામાં ઉંચા પ્રકારના મોતીનો ત્રણુસેરનો છડો ઘાલ્યો હતો, અને હાથમાં નાજુક દ્રાક્ષના વેલાની તાસેલી બંગડી, ને રૂઇફૂલ તથા મોતીનાં કલ્લાં પહેર્યા હતાં, તે સહોડમાં હાથ છતાં ઝરમરિયા સાળુમાંથી સ્પષ્ટ દેખાતાં હતાં. ઉપર ચોળીને છેડે જરકસી ચળક મારતું મોળિયું બાંધ્યું હતું. ડાબા હાથની છેલ્લી આંગળીએ એક હીરાની વીટી ઘાલી હતી. પગમાં નાજુકા પણુ ઘણી ઘુઘરીથી ભરેલા તોડા પહેર્યા હતા; કપાળમાં ઝીણો સિંદુરનો ચાંદલો કીધો હતો, ને જ્યારે તે સ્મિતહાસ્ય કરતી ત્યારે ગાલમાં સહજ ખાડા પડતા હતા, ને તેના ઉપર આવેલા તલવડે તે સમયના હાસ્યથી મુખ કંઇ ઓરજ રીતની છબી બતાવતું હતું. કુલીન સ્ત્રીને છાજતા નમ્ર વેણુથી મધુર બોલતી, તેમ પગલાં ઉપાડતી તે ઘણાં ધીમાં ઉપાડતી હતી. તેનો હસતો ચહેરો આજ કરતાં કવચિત્જ વધારે સુંદર દેખાયો હશે.

છતાં નાયિકા ગંગા કંઇ આજેજ આટલી બધી ખૂબસૂરત દેખાય છે એમ નથી, તેનો દેખાવ હમેશજ એવો રહે છે, પણુ કોઇની આજ્ઞાથી કંઇ પણુ કામ કરે છે ત્યારે વળી રોજ કરતાં વધારે મગ્ન રહે છે. આજની એની આંખ, એનો ચહેરો, એનો આવભાવ, એના બોલવાની ઢબછબ પરથી આટલું તો સિદ્ધ થાય છે કે તે હમેશ કરતાં પણુ આજે વધારે ખુશ છે. પણુ એ વળી વધારે ગંભીર અને ધીરી છે, તથા કામગરી છે. સૂરતમાં, ખરેખર એના જેવી સુરત કોઇની નથી.

"મોટી બહેન, હવે તમારી વારેવાર, હું તો તૈયાર થઇ છું," ગંગા દિવાનખાનામાં આવીને હસતે મુખે બોલી. "ભાભીજી આજ આવવાનાં છે કે નહિ? સસરાજી તો સૌને આવવાનું કહી ગયા છે."

"વધારે બોલશો નહિ, જો સુખે જવું હોય તો," લગાર ખિન્નવદને કમળા બોલી. "આજે માજી અને મોટી ભાભીને કંઇ ચડભડાટ થયો છે, અને તેથી રીસાઇને તેઓ પોતાના ઓરડામાં સુઇ ગયાં છે. તમે જઈને મોટી ભાભી પાસેથી મદનને લઈ આવશો ?"

"હા, અને તમે **અહમદને** બોલાવો કે તે આપણી સાથે આવવા તૈયાર થાય." બીજા ઓરડામાં, જ્યાં **તુલજા** સૂતી હતી ત્યાં **ગંગા** ગઇ અને તેના છોકરા **મદનને** પોતાની સાથે લઇ જવાને તૈયાર કરી ધો. **મદન** પોતાની કાકી સાથે એટલો હળી ગયો હતો કે તેનો કેડો છોડતો ન હતો, તેમ **ગંગાને મદન** વગર કળ પડતી નહિ.

**ગંગા, તુલજાના** ઓરડામાં ગઈ ત્યારે તે ડુસ્કે ડુસ્કે રડતી હતી. આ તો જાણીતી વાત છે કે ગુસ્સાના આવેશમાં આવેલા માણસને જેમ ખામોશી રાખવાને કહીએ તેમ તે વધારે જોરપર આવે છે. ઘરના ટંટાથી **ગંગા** ઘણી ઉદાસ રહેતી હતી, તોપણ કોઇ દિવસે તે એક પણ વેણ ઊંચે સ્વરે કે પડદારૂપે બોલી નથી. તે **તુલજાને** શાંત રાખવાને ઇચ્છતી હતી, પણ તેમાં વખત ચાલ્યો જાય તેથી તે કંઇ પણ બોલ્યા વગર, **મદનને** પોલકું, ટોપી ને પાટલુન પહેરાવી હાથ પર ઉંચકીને બહાર ચાલી આવી.

"**અહમદ**, ખા, જરા **મદનને** ઉંચકી લે તો," **કમળાએ** ઝીણે સાદે **અહમદને** કહ્યું.

"ખામોશ, બહેન, મદનલાલકું કીધર લે જાનેકા હે? તુમ દૂર રહોગે તો એ બડા કીલકીલાટ કર મૂકેગા," **અહમદે** પોતાના હાથમ **મદનને** લીધા પછી સવાલ પૂછયો.

"**મહાકાલીના** દેવળમાં, શેઠ ગયાછે ત્યાં જવું છે, તમે અમને ત્યાં પહોંચાડી આવશો?"

"બહોત અચ્છા," **અહમદ** બોલ્યો. "પનાહે આલમ, એ અમીર કે નૌકરીમે અમેરી જાનફેસાની કરડાલનેમે કુચ કસુર કરના એ બડા હરામ હે, લેકીન, માબાપ, અમકુ મુલ્કેઓ ઝમાન કુચ બોલા નહિ હે, ઉસ સબબસે કુછબી ઠપકા મિલેગા એ આપકે શિર રહેગા."

"બરાબર છે" **ગંગાએ** પ્રત્યુત્તર વાળ્યો. "પણ તું ફીકર ન કર, શેઠ તને કંઇ કેહેશે નહિ. જ્યારે શેઠ અત્રેથી ગયા ત્યારે તને જોડે આવવાનું કહી ગયા હતા. તું અગાડી જઇ દરવાજાપર ઊભો રહે."

"જો બાઇસાબકા હુકુમ," નમ્રતાથી **અહમદ** બોલ્યો અને **મદનને** લઇને બારણા આગળ ઊભો રહ્યો.

તુરત **ગંગા** અને **કમળા** બંને આવી પહોંચી. તેઓ **અહમદને મદન** સાથે આગળ ચાલ્યાં કે તુરત સૌથી નાના છોકરાની વહુ તેને પિયરથી આવતી હતી તે મળી, તેણીને સાથે તેડીને સૌ ચાલતાં થયાં.

---

# પ્રકરણ ૨ જું.

## જય માતા ભવાની.

આજે **મોહનચંદ્રે અંબાભવાની**ના દેવળમાં મોટી પૂજા કરાવી હતી. તેઓ તો સવારનાજ ત્યાં જઈને બેઠા હતા. **સૂર્યપુર**માં માતાને પણ માનનારા કેટલાક છે, અને અગર જો માતાના ભક્ત કવચિત્ મદ્ય પણ લેછે, તોપણ **મોહનચંદ્રે** પોતાની આખી જીંદગીમાં તેને સ્પર્શ પણ કીધો નથી. આખા દિવસમાં માતાને કેમ શણગાર સજવા ને કેવા વસ્ત્રાલંકાર પહેરાવવા તેમાટેની સઘળી ગોઠવણ એઓ ત્યાં કરતા હતા; અને **મોહનચંદ્ર** એ દિવસે ઘણા ઉમંગી હતા.

માતાનું મંદિર સાધારણ રીતે ઘણું ઉંચું નથી. તે જમીનથી આસરે ૨૧ ફૂટ ઉંચું બાંધેલું છે. એક ચોગાનમાં થઈને માતાના રંગમંડપમાં જવાયછે. રંગમંડપમાં ભાગ્યે એકે સામટાં સો માણસ સમાઈ શકે. માતાની પ્રતિમા પાંચ ફીટથી મોટી નથી, અને સલાટે તેને ઘડવામાં પોતાની કારીગરી સારી વાપરી છે. તેને સ્થાનકપર, જ્યારે પૂજારાઓ ઠાઠમાઠથી શણગારીને બેસાડે છે ત્યારે તેનું સ્વરૂપ સુંદર અને શાંત જણાય છે.

**ગંગા**ને માતાપર ઝાઝો ભક્તિભાવ નહતો, તે તો માત્ર એક જગત્ નિયંતાને ભજનારી હતી. પણ વડીલની આજ્ઞાનુસાર વર્તવામાં હમેશ તેણી તત્પર રહેતી હતી. સવારના ઘેરથી જતી વેળાએ **મોહનચંદ્રે** ઘરનાં સઘળાં છોકરાં છૈયાંને ત્યાં આવવાની આજ્ઞા કીધી હતી, પણ **મોહનચંદ્ર**ની ભાર્યાનો વિચાર સૌથી ન્યારો હતો. જે કહેવામાં આવે તેથી ઉલટું કરવું, ઘરમાં સૌને રંજાડવાં અને સુખે ખાવું નહિ ને ખાવા દેવું નહિ એવો તેનો સ્થાપિત નિયમ હતો. સપરમો દહાડો તો એ શેઠાણીને મન કંકાસનુ કારણ હતું. તેથી આવે રૂડે દિવસે તે કવચિત્જ શાંત રહેતી હતી. અને રહે ત્યારે એમજ જાણવું કે 'આફતાબ અગરેબથી મગરેબ' ગયો છે. આ કારણથી સવારથીજ તેણે કલેશ માંડયો હતો; અને પોતે જવું નહિ, અને કોઈને જવા દેવાં નહિ એજ વિચાર તેણે દઢ કીધો હતો. કુટુંબની વ્યવસ્થા સંબંધી વાત અગાડી આવશે. પણ આ સ્થળે એટલુંજ કહેવાનું છે કે માત્ર **ગંગા, કમળા, મદન** ને **વેણીગવરી** શિવાય કોઈપણ આ સમારંભમાં દાખલ થયું નહિ.

રાત્રિના આઠ વાગ્યા હતા. માતાના દેહરામાં "જય **કાળી**," "જય **ભવાની**," "જય **દુર્ગા**" ના અવાજો થતા હતા. **મોહનચંદ્રે** ત્રણ વખત

બહાર નીકળી **ગંગા**, **કમળા**ની રાહ જોઈ, પણ જ્યારે તે ન દેખાયાં ત્યારે નિરાશ થઇને મંદિરમાં પાછો ફર્યો હતો. પણ ચોથી વેળાએ જેવો તે બહાર નીકળ્યો કે **ગંગા**ને જોઈને તેને અત્યંત હર્ષ થયો. તે એકદમ બોલ્યો કે "કેમ તમે સૌ આવ્યાં ? આવો, બહુવાર લાગી હો."

"હા પિતાજી, લગાર વિલંબ થયો છે, પણ **મદને** વાર લગાડી, બાકી તો સવેળાં આવત." **કમળા**એ વિનયથી ઉત્તર આપ્યો. "ચાલો, હવે દેહરામાં જઇને દર્શન કરિયે, માતાજીને ખોટી કરવાં એ ઠીક નહિ," આટલું બોલીને સૌ દેવાલયમાં આવ્યાં. સસરાજીના પ્રેમથી **ગંગા**ની છાતી હર્ષથી ફૂલાઇ ગઇ અને હાથ ને ખભા ઉંચકાયા, પણ તે હર્ષથી લગાર ધ્રૂજી.

મંદિરમાં શક્તિને રીઝવવાને સંગીત થતું હતું તેમાં સૌ તુરત સામેલ થઇ ગયાં. **મોહનચંદ્ર**ની આસપાસ ભિક્ષુક બ્રાહ્મણો વીંટલાઇ વળ્યા હતા તેમજ **ગંગા** અને **કમળા**ની આસપાસ બ્રાહ્મણો ફરી વળેલા હતા. **અહુમદ**ના હાથમાંથી **મદન**ને લઇને **ગંગા** દેહરામાં આવી ત્યારે **મદન** તો એવો ખુશ ખુશ થઇ ગયો કે જ્યારે સૌ જણાં ગાયન કરતાં ત્યારે તે હાથથી જાણે તાલ આપતો હોય તેમ, હાથ સાથ હાથને અફાળતો હતો.

આ સૌ દેખાવ જોઇને **કમળા** સ્વસ્થ વિભ્રાંત જેવી થઇ ગઇ. અને જ્યારે, સૌ માતાની પૂજાની ધુનમાં ચઢ્યાં હતાં ત્યારે એકદમ **વેણીગવરી**ની બાજુમાંથી ખસી **કમળા** બેભાન થઇને મૂર્છા ખાઇ ધબ દઇને ભોંયપર પડી, પણ ઘોંઘાટમાં કોઇએ તેનો અવાજ સાંભળ્યો નહિ, તોપણ પડતાં પડતાં તેણીએ "જય માતા, જય માતા"નો પોકાર કીધો.

આ પોકાર જેવો **ગંગા**એ સાંભળ્યો તેવીજ તે હાંફળી ફાંફળી થઈ ગઇ અને **મદન**ને ભોંયપર એકદમ પટકી **કમળા** ભણી દોડી.

"બહેન, બહેન," તેણે એકદમ **કમળા**ને હાથમાં લઇ લીધી ને પછી બોલી, "તમને શું થયું ? અરે આ શું થયું છે તે કોઇ જુવો. **કમળા** બહેન ઊઠો ઊઠો, કેમ કંઈ બોલતાં નથી ? અરે આ શું થઇ ગયું. હાય." નિશ્વાસ મૂકીને, જો કે ધીરી છતાં **ગંગા** દિલગીર થતાં આટલું બોલી શકી.

"ચૂપ, ચૂપ, આ શી ગડબડ," મંદિરના પૂજારીએ બૂમ મારી ગુસ્સાથી કહ્યું; કેમકે જો કંઇ વિશેષ ગડબડ થાય અને લોકો વેરણખેરણ થઈ જાય તો તેની દક્ષણા તે ચૂકી જાય. "એ શું છે ? એને કોઈ છેડો નહિ, એ સૌ પોતાની મેળે ઊઠશે."

"શાંતિ," પિતાએ કહ્યું, કંઇ ઉતાવળ ને ગભરાટથી; "એને, **ગંગા** તું હાલ કંઈ વધારે કરશે તો ભયની મારી એ મરણ પામશે. એ કંઇ ઘણી

મજબૂત નથી, અંબા એનું રક્ષણ કરશે, આપણે તો અશક્ત છિયે, ઓ **કમળી, કમળી,** બેટા, તને શું થયું ?"

"અરે પિતાજી તમે શું અહિયાં છો," **કમળા** એટલું બોલીને ચૂપ રહ્યા પછી પાછી બોલી; "માતા મારી રક્ષા કરો. માતાએ મને ભયમાં નાંખી છે. પવિત્ર મા, હું હવે તારૂં સ્મરણ કરીશ, ને તનેસ્મરીશ." વહેમથી તેણીને એમ લાગ્યું કે માતાજ મારા શરીરમાં છે, અને તુરતજ બ્રાહ્મણોએ "જય જય કાળીમાત," "જય જય," **તુલજાભવાની**ની બૂમ પાડી દેવાલયને ગજાવી મૂક્યું.

ત્યારે એ શું છે? શું **દુર્ગાદેવી** તેના શરીરમાં આવીછે ? નહિ. **દુર્ગા** અને **કાલકા** જો આવી રીતે બીજાના શરીરમાં પ્રવેશ કરતી હોય તો તે પૂજ્ય પવિત્ર ગણાય નહિ. અને એમજ **ગંગા** પણ માનતી હતી. પણ ત્યારે એ શું થયું ?

**વેણીગવરી** આ જોઇને રડવા લાગી, ને **મદન** તો કોલાહલ કરી રહ્યો. સઘળા બ્રાહ્મણો તો "જયજય **ભવાની**" કરવા મંડયા. **ગંગા** જોકે ઘણી ગભરાઇ હતી તોપણ ધીરજ ધરી **કમળા**ની સહોડમાં બેઠી અને તેના મોંપર પાણી છાંટી સાવધ કરવાના યત્ન કરવા લાગી.

---

## પ્રકરણ ૩જું.

### કમળાની મૂર્છા.

**કમળા**ના બેભાન થવાથી **મોહનચંદ્ર**ને ઘણો ગભરાટ થયો. દેવ મંદિરમાં આ પ્રમાણે થવાથી તેને ઘણી શંકા ઉત્પન્ન થઇ કે જો મંદિરમાંજ **કમળી** મરણ પામશે તો મંદિરની શુદ્ધિમાટે મોટો ખર્ચ કરવો પડશે. તેની મરજી એવી હતી કે જેમ બને તેમ જલદી અહીંથી એને ઉંચકીને ઘેર લઇ જવી.

પણ બ્રાહ્મણોની ઇચ્છા એમ નહતી. તેઓને દક્ષણાનો અતિશય લોભ તેથી કોઇને પણ જવા દેવાને નારાજ હતા. તેઓએ મોટો કોલાહલ કરી મૂકયો. **કમળા**ની આસપાસ તેઓ વિંટાઇ વળ્યા. કોઇ તેને પાણી છાંટતા હતા ને કોઇએ કોલનવોટર લાવીને ઠંડક કીધી. ગંગા ને **વેણી** **કમળા**ની બાજુએ બેસીને ઘણી આતુરતાથી આસનાવાસના કરતી હતી. **કમળા** તો એવી મૂર્છિત અવસ્થામાં પડી હતી કે તેનું તેને જરાએ ભાન નહોતું. આસરે પા કલાક પછી કમળાએ દીલ હલાવ્યું, ને આંખ ઉઘાડી.

"બહેન, બહેન, તમને શું થયું છે ? જરા તો બોલો ?" ડચકિયાં

ખાતાં ખાતાં ને ધ્રૂજતાં ધ્રૂજતાં **ગંગા**એ પૂછ્યું. "બોલો, છે શું ? તમને જે કંઈ થયું હોય તે મને કહો. તમે ગભરાઓ છો શાવાસ્તે ? જરા તો. બોલો મોટી બહેન."

"પાણી, પાણી, મને જરા પાણી પાઓ, મારૂં ગળું સોષાઇ જાય છે. મારાથી જરા પણ બોલાતું નથી. ઓ માતા, માતા, પિતાજી તમે છો? "

"શું છે બહેન **કમળી** ? અરે કોઇ પાણી લાવો." તુરત પાણી લાવીને પાવામાં આવ્યું. બેઠી થઇને **કમળા**એ પાણી પીધું. તેનાં નેત્ર રાતાં હિંગળોક જેવાં થઇ ગયાં હતાં. બ્રાહ્મણો માંહોમાંહે બોલવા લાગ્યા કે એના શરીરમાં ખચીત માતાએ પ્રવેશ કીધો છે.

"**કમળી**, તને કંઈ વિચિત્ર દેખાયું હતું?" એક બ્રાહ્મણે પૂછ્યું,

"ના, મને કંઇ થયું નથી ને કંઈ દેખાયું નથી," **કમળા**એ જવાબ દીધો. જો કે જવાબ લગાર તોછડો હતો, તથાપિ તે ગુસ્સાનો નહતો. "પિતાજી મારૂં શરીર ઘણું સાલે છે, હવે મને જવા દો, નહિ તો અંબા ઘણી ગુસ્સે થશે."

"બેટા, જરા પણ તું ડર ના, અંબા સદા રક્ષણ કરશે," **મોહનચંદ્રે** કહ્યું "અંબાને ગુસ્સે થવા જેવું તેં શું કીધું છે? તને શું અંબાનાં દર્શન થયાં ? તેની મૂર્તિ કેવી મનમોહક હતી ?"

"હા, મને તેનાં ગુસ્સા ભરેલાં દર્શન થયાં, પણ પછી તે હસીને ચાલતી થઇ," **કમળા** એટલું બોલીને અંબા તરફ નમ્ર વિનંતિ કરવાને ફરી. તેના પગ થરથર ધ્રૂજતા હતા ને તેનામાં બોલવાની શક્તિ ઘણી થોડી હતી. તે બોલી: "ઓ પૂજ્ય પવિત્ર શક્તિ, તારા ચરણમાં મારૂં રક્ષણ છે, અને માત્ર તુંજ એક સર્વ સિદ્ધિ દાતા છે, તારી ઇચ્છામાં આવે તેમ કર. આ રંક કિંકરીને સતાવ ના, પણ તારો આશીર્વાદ આપ. તારી ઇચ્છા પ્રમાણે વર્તવાને હું બંધાઇ છું." ઘુંટણપર પડી એ પ્રમાણે પ્રાર્થના કરીને તે જોર ભેર ઊઠી ઊભી થઇ, અને **મોહનચંદ્ર**ને કહ્યું. "પિતાજી, ચાલો; સ્વસ્થ રહો. હું શાંત છું."

દેવાલયના પૂજારીએ કહ્યું કે "એને કંઈ પૂછવાની જરૂર નથી, માતાની આજ્ઞા પ્રમાણે એ વર્તશે. બહેન તારી ઇચ્છામાં આવે તેમ કરજે," ને તુરત માતાના શરીરપરથી ફૂલના હાર કહાડી તેના ગળામાં નાંખ્યા; અને નાળિયેર વધેરી તેનું પાણી માતા આગળ ધરીને પાયું. તે વખતે સઘળા બ્રાહ્મણ અને ભક્તોએ "જય **મહાકાળી**," "જય દેવી **ભવાની**"નો ઘોષ કીધો.

"મને લઇ જાઓ, મને ઊઠાવો ! મને જવા દો ! પિતાજી જલદી મને લઈ જાઓ, હું મોઇ," આમ બોલી તે પાછી જમીનપર પડી.

"હવે જલદી એને ઘેર લઇ ચાલો, ગંગા એની જોડે રહેજે; ને એને સમાલજે. કોઇ જલદી પાલખીવાળાને બોલાવો. જલદી કરો, કોઇ દોડો, અરે! કોણ જાણે એને શું થયું છે."

ગંગા આ બધું શું થાય છે તે સમજી શકી નહિ; પણ તેણે કમળાનું મન ભ્રમિત થયેલું ધાર્યું. તેણે માત્ર એટલુંજ ઇચ્છયું કે હવે જેમ જલદી ઘેર જવાય તેમ સારૂં. તે પછી કમળાની પાસે બેઠી, એટલામાં પાલખી આવી ને તેમાં કમળાને સુવાડી સૌ ધીમે ધીમે એક સરઘસના આકારમાં મૌન્ય ધારણ કરી પાલખી સાથે ચાલતાં થયાં. બ્રાહ્મણો, પોતાને દક્ષણા ન મળી તેથી ઘણા ઉદાસ થઇ ગયા હતા. ગંગા કમળાની સાથેજ પાલખીની જોડે ચાલતી હતી. વેણી પણ પછાડી ધીમે ધીમે ચાલતી હતી. મદન ઉંઘી ગયો હતો ને તે અહમદના હાથમાં હતો.

રાત્રીના બાર વાગ્યા હતા, અને સુરત જેવા શેહેરમાં એ વખતે તદ્દન સુનકાર જેવું હોય છે. તોપણ આ પ્રમાણેનો દેખાવ જોઇને ઘણા જણ બારિયે જોવાને આવ્યા ને આશ્ચર્ય પામતા હતા. ઘેર આગળ આવતા સુધીમાં "એ શું છે?" એ ત્રણ અક્ષર ત્રણસો તરફથી પૂછાયા હતા. ઘેર આવી પહોંચ્યા તો સઘળાં જાગતાં હોવાથી ને શેઠાણી પણ જાગતાં હોવાથી "આ વળી શું છે" એમ જાણી બારી આગળ આવી જોવા ઊભાં, પણ જ્યારે સૌ આવીને તેનાજ બારણા આગળ ઊભા ત્યારે તો તે બહુ ગભરાઇ. તે નીચે ઉતરીને જોવા આવી.

"સાસુજી, કમળા બહેનને કંઇ અણચિંતવ્યું દેવાલયમાંજ થઇ આવ્યું છે અને તેઓ જવાબ દેતાં નથી:" ગંગાએ બારણા આગળ એકદમ જઇને ટુંકામાં જણાવ્યું.

"હાય! હાય રે! મારી દીકરીને શું થયું? અરે બહેન તને શું થયું, તું કેમ બોલતી નથી," એમ બોલતાં કમળાની પાલખી પાસે શેઠાણી આવ્યાં અને અંદર જોવાને માથું માર્યું, પણ ભાગચોઘડીએ પાલખીના બારણા સાથે માથું અફળાયું, કે તે તો રાતી પીળી થઇ ગઇ.

"તમને કોણે કહ્યું હતું કે તમે સૌને તેડી જાઓ?" ઘરધણિયાણી ગુસ્સાના આવેશમાં તોછડાઇથી મોહનચંદ્ર સામું જોઇ બોલી "મારૂં તો કોઇ માનેજ નહિ. ભોગ છે મારા કે મારે નસીબે દુઃખજ સરજેલું છે. કોણ જાણે આ દિકરીનું હવે શું થશે. એને શું થયું છે તે કોઇ કહેશે?"

કોઇએ એને જવાબ દીધો નહિ. ગંગા તો સાસુજીનો ગુસ્સો જોઇને ખુણામાં ભરાઇને ઊભી, અને વેણીગવરી ઘરમાં ભરાઇ ગઇ. પણ ક્ષણ પછી ગંગાએ આવીને પાલખીમાંથી કમળાને ઊઠાવી ને પોતાની જેઠાણી

**તુલજા** તુરત નીચે આવી હતી, તેની સાથે ઉંચકીને માળપર લઇ જવા યત્ન કીધો, પણ સૌંદર્ય સકુમાર એવી **ગંગા**થી તે કેટલો બોજો ઉંચકાય! તેટલામાં **મોહનચંદ્રે** આવીને **કમળા**ને ઉંચકી લીધી અને તેને બીજા માણસ સાથે મળી માળપર લઇ ગયા. શેઠાણી તો બડબડતીજ રહી ને તે પાછળ આવે તેટલામાં તો **ગંગા**ના શયનગૃહમાં **કમળા**ને લઈ જઇને એક કોચ ઉપર સૂવાડી. **ગંગા**ના ઓરડામાં માત્ર તે અને **કમળા** શિવાય બીજું કોઇ હતું નહિ. દિવાનખાનામાં **મોહનચંદ્ર** હતા, પણ તેમનાં ધણિયાણી આવ્યાં કે તેઓ ત્યાંથી ચાલ્યા ગયા આ પ્રમાણે પોતાને થતા અપમાનથી શેઠાણી તો ઘણા ક્રોધમાં આવી ગયાં.

આ ખરૂં છે કે જ્યાં સુધી ગુસ્સે થયલા માણસ સામા કોઇ હોય નહિ ત્યાં સુધી તેનો ગુસ્સો પ્રકટ થતો નથી. પણ જેમ વધારે વખત તે ગુસ્સો રહે છે, તેમ તે વધારે ધુંધવાય છે, ને અંતે બહાર નીકળીને ઘણો શોર બકોર કરે છે. વડી શેઠાણીના સંબંધમાં પણ એમજ બન્યું.

---

## પ્રકરણ ૪ થું.

### સાહુ આત્મારામ ભૂખણ.

નવું પ્રકરણ શરૂ કરિયે તે પહેલાં, હવે **મોહનચંદ્રના** કુળનો ઇતિહાસ વાંચનારને જણાવવો જોઇએ. માણસની મોટાઇ કેટલેક દરજ્જે તેના કુળપરંપરાના ઇતિહાસ ઉપર આધાર રાખે છે અને તેથી ઘણા દાખલા એવા જોવામાં આવ્યા છે કે ઉમદા અમીરી ગુણ ધરાવનારા અને બુદ્ધિના ચળકાટવાળા વીરપુરુષો ઘણે કાળે—લગભગ ત્રણસો ત્રણસો વર્ષે—પણ એકજ કુળમાંથી ઉત્પન્ન થયા છે. **મોહનચંદ્ર**નું કુળ આજ પ્રમાણેનું હતું. તેઓ જગતમાં સાખ ને આંટમાટે જાણીતા થયલા **આત્મારામ ભૂખણ**ના કુળના હતા.

સત્તરમી સદીની શરૂઆતમાં પશ્ચિમના પરાક્રમી પુરુષોએ આ દેશમાં આવવા માંડયું. તેમણે **સૂરત**ને પોતાનું મુખ્ય સ્થળ કરી એવી તો સારી સ્થિતિમાં આણ્યું હતું કે હજી સુધી તેની તરફ ઘણા વિદ્વાન્ ને શોધક નરો ઘણા માનથી જોય છે. **સૂરત**માં કેટલાક પ્રકારના વેપાર ધંધા એ સમયે ચાલતા હતા. તે અરસામાં સરાફી પેઢીઓ ઘણીક સ્થપાઇ હતી, અને તેમાં કેટલીક રીતે અંગરેજોને માલ મત્તા અપાવામાં વૈશ્ય ન્યાતના એક **આત્મારામે** ઇ. સ. ૧૬૪૦ માં આગળ પડી પ્રથમ સારી આંટ મેળવી. એ વખતે અંગરેજોને ખાનદાન ને

કુળવાળા નરો ઉપર ઘણો ભાવ હતો; અને કેટલાક અંગરેજો, જેઓ હલકા ને નોકરીમાટે ઇસ્ટ ઇંડિયા કંપની સાથે આવેલા, તેઓ જે લુચ્ચાઇ ઠગાઇથી અને લાંચ રૂશવતથી નાણાં મેળવતા, અને તે પોતાની પાસે રાખે તો પ્રસંગ પડવે પકડાઈ જાય એ ભયથી આ સરાફી પેઢીમાં જમે કરાવતા, ને જ્યારે સ્વદેશ જતા ત્યારે કેટલીક રકમ બક્ષિન્દા આપી, નાણાં લઇ પોતાને દેશ જતા હતા. કહેપરંપરાથી, અને સાફ દાનતના હોવાથી, અંગરેજોમાં પ્રથમ **આત્મારામ**ની સાખ ઘણી વધી, અને એ પેઢી પડી ભાંગી ત્યાં સુધી તેની સાખ તેવીજ હતી. ફ્રેન્ચ અને અંગરેજો વચ્ચે બાકસને અંગ્રેજે લડાઇ થતી હતી, તે લડાઇમાં ઘણા અંગરેજો મરણ પામતા અને તેમનાં ઘણાં નાણાં **આત્મારામ ભૂખણ**ની પેઢીમાં જમે રહેતાં હતાં; કેટલાંક વર્ષ સુધી કોઈ પણ વાલીવારસ તે નાણાં લેવાને આવતો નહિ; તોપણ સો વર્ષે તે નાણાં લેવાને તેના વારસ આવે તો તેને દોકડે ને પૈકે હીસાબ કરીને એજ પેઢી નાણાં આપવામાં આખા હિંદુસ્થાનમાં પંકાઇ હતી. લોકોમાં સામાન્ય રીતે એમ કહેવાય છે કે "રળતાં તો રોટલો મળે, ઉંચો નીચો હાથ પડે તોજ પોટલો દેખે," પણ **આત્મારામ ભૂખણ**ની બાબતમાં એથી ઉલટુંજ બન્યું છે. તેઓએ તો જાતિશ્રમ અને સાહુકારી આંટથી પોતાનો દહાડો ફેરવી નાંખ્યો હતો.

દહાડે દહાડે **આત્મારામ ભૂખણ**વાળા ઘણા વખણાતા ગયા ને તેમનો પૈસો સુમાર વગરનો કહેવાતો ગયો. અંગરેજ લોકોનું જોઇને ફ્રન્ચોએ પણ પોતાનો સરાફ કરવાને તેમને માંગણી કીધી, પણ બંનો જગોએ પોતાથી પહોંચી વળાશે નહિ, એ ભયે તેઓ આગળ પડતા અટક્યા. એમ કહેવાય છે કે **આત્મારામના** એક દીકરા **દુર્લભદાસ**ને કેટલીક લાંચ ફ્રન્ચોએ આપી ને અંગરેજ તરફથી ખસીને પોતા તરફ લેવાને ઘણું કર્યું, અને ઇ. સ. ૧૬૪૯ માં અંગરેજોની આંટ જતી હતી ત્યારે તેમને નાણાં ન ધીરવાને સમજાવ્યા છતાં, વગર વ્યાજે એક માસ સુધી એક લાખની રકમ **આત્મારામ ભૂખણ**ની પેઢીએ કંપનીને ધીરી હતી. અંગરેજની કોઠીપર તો લોકો તગાદો કરતા બેઠા હતા. અને જો એક દિવસ નાણાં મોડાં મળ્યાં હોત તો, અંગરેજોની કોઠીની રેવડી દાણાદાણ થાત અને આજે તેઓ કોણ જાણે ક્યાં અટવાઈ ગયા હોત.

આ ધીરથી અંગરેજોમાં એ પેઢીનું માન વધ્યું, અને તે વખતના કોઠીના ઉપરી **કર્નલ સિમસ**ને વિલાયત લખી વાળ્યું. જેથી કંપનીના ડારેક્ટરોએ એ પેઢીનેમાટે બે સુનાના પોપટ બક્ષિસ મોકલાવ્યા, અને ઉપકારનો પત્ર લખ્યો.

**આત્મારામનો** કાળ ઇ. સ. ૧૬૫૬ માં થયો ને તે પેઢીપર, વંશમાં જે વડો હતો તે બેઠો. તેની રીતભાત જોઇએ તેવી રૂડી ન હતી. તેઓએ પોતાના ખાનદાનની આબરૂની દરકાર ઘણી થોડી રાખવા માંડી, અને સુરતના હાકેમનો ગુસ્સો કંઇક કારણસર પોતા ઉપર ખેંચી લીધો. હાકેમે ગુસ્સામાં એકદમ તેમને પકડી લાવવાનો હુકમ કીધો. સાયંકાળના છ કલાકનો અમલ હશે તેટલામાં નવાબના કેટલાક માણસો તેના ઘરની આસપાસ ફરી વળ્યા. ગમે તેવા હોશિયાર છતાં જાતે વાણિયાભાઇ, તેથી બીકણ બિલાડી માફક છાપરે છાપરે કુદીને એક પાડોશીના ઘરમાં જઇને સંતાઇ બેઠા. બૈરાં છોકરાંઓ ઘરમાં તો એટલાં ગભરાયાં કે કોઇથી બોલાય સરખું નહિ. પણ **દુર્લભદાસ**ની ધણિયાણી જાતે બહાદુર હતી તેણે બારણે આવીને બૂમ મારતા બાંડીયા તુરકમીરઝાંઓને અટકાવ્યા. પૂછ્યું કે "છે શું?" એકાદ મિયાં સાહેબે એલફેલ બોલી પોતાની જાત જણાવી, પણ જમાદાર સમજુક હતો, તેણે સૌને વારીને બાઇને ખુલાસો કીધો કે "ખુદાવંદે, અબીકા અબી **દુર્લભદાસ**કું પકડકર લાનેકા હુકુમ દિયા હૈ, ઓર હમેરી રજ્જુ આવે, હમ સબ ઉસકો માન દેકર લે જાયગા. દુસરી ગડબડ કુચબી નહિ હૈ." **ગુલાબે** પોતાના ધણીપર આવેલી આફત જોઇને જમાદારને ઘરમાં બોલાવી બસો સોના મ્હોરની ભરેલી થેલી હાથમાં સેરવી દીધી અને કહ્યું કે જમાદાર સાબ જાકર નબાબસાબકું બોલો કે ઓ "બનિયા તો ગાગ ગયા હૈ, કલ આયગા તબ આપકી હજુરમાં આકર ખડા રહેગા." જમાદાર ચાલ્યો ગયો. બીજે દિવસે બે હજાર સોનામ્હોરથી ભરેલો રૂપાનો થાળો લઇને શેઠ સવારના પહોરમાં નવાબ સાહેબની હજુરમાં ગયા; અને નવાબ સાહેબના પગ આગળ ભેટ મૂકી નમ્રતાથી કહ્યું કે "હું આપનું બચ્ચું છું, ગમે મારો કે ઉગારો." નવાબને રહેમ છૂટી અને તેમનો ગુન્હો માફ કરી શાલ પાઘડીનો શિરપાવ આપીને ઘેર મોકલ્યા.

હમેશાં મોટા ઘરનાં બૈરાંઓ ઘણું કરીને એદી, વાતુડાં, ધર્માંધ અને હલકા લોક સાથે વાતવિલાસ કરનારાં હોય છે; પણ **આત્મારામ ભૂખણને** ત્યાં જે સ્ત્રી હોય તે વિવેકી અને સદ્ગુણી તે વખતમાં ગણાતી હતી. તેઓ પોતપોતાનું કામ જાતેજ કરતી અને મર્યાદા, કુળલજ્જા, શિયળતા જાળવવામાં સારી રીતે વખણાતી ને પ્રસંગે પ્રસંગે પોતાના પતિઓને સારી સલાહ આપતી હતી. એ કુળમાટે નવાબનો એવો હુકમ હતો કે જો પુરુષ આફતાબગીરી લેતો લેવા દેવી અને તે હુકમ મેળવવાનું માન પણ **ગુલાબબાઇ**નેજ ઘટતું હતું. છચોક નવાબ સાહેબ સાથે વાત કરવાની હિંમત **ગુલાબબાઇ**એ ઘણી વખત કીધી હતી, અને નવાબ તેની

બહાદુરીનાં ઘણાં વખાણ કરતો હતો. હાલનાં મુડદાલ જેવાં અને માંદકાંલ્લાં, જાણે પગ મૂકે તો હમણાં પડી જશે એવી સ્થિતિનાં ઘેરાં તે વખતે વાણિયામાં ભાગ્યેજ હશે.

---

## પ્રકરણ ૫ મું.

### ઇતિહાસ–ચાલુ. શિવાજીની લૂટ.

[આ પ્રકરણનો વૃત્તાંત ઐતિહાસિક છે; અને તેનો આધાર મિ. ડફના મરાઠાનો ઇતિહાસ, સૂરતનો જુનો ઈતિહાસ, કવિ નર્મદાશંકરની સૂરતની હકીકત, મેડોસ ટેલરના તથા એલફિન્સ્ટનના હિંદુસ્તાનનો ઈતિહાસ તેનાપર છે.]

તા. ૭મી ડીસેંબરની ને ૧૬૬૩ની સાયંકાળે એક દક્ષણી સવાર, ઘણી ફાંકડી ઘોડી કુદાવતો અને ઝળાંઝળાં મારતો પોશાક સજી, ડાબી બાજુએ મ્યાનમાં ઘાલેલી ચળકતી તરવાર સાથે છડે દોપટ્ટે સહરાના મોરચા બહાર દુમાલના હનુમાન છે ત્યાં આગળ આવીને વીસામો ખાવા બેઠો. તેની આંખો. તેની સ્પષ્ટ મુખમુદ્રા જોનારની ખાત્રી કરતી હતી કે તે દુનિયા ખાયેલ, કોઈ પ્રપંચી પુરુષ છે. ઉમર માત્ર ૩૫–૪૦ વર્ષ સુધીની હતી. પાસે ચમની હતી તે કહાડીને પાનની બે પટ્ટી બનાવી પાસેની ઝુંપડીમાં બેઠેલા એક સાધુરામને આપી, પછી પોતે ખાધી; અને જોડા ઉતારીને હનુમંતનાં દર્શન વાસ્તે ગયો. હનુમંતની મૂર્તિ જોઇ તે એટલો તો પસન્ન થયલો દેખાયો કે તુરત દશ શેર તેલ ચઢાવવાની પેલા સાધુરામને વરદી આપી ને ખિસામાંથી ઝટ કહાડીને એક સુના મ્હોર બાવાજીના હાથમાં ધરી દીધી. બાવાજી ઘણા પ્રસન્ન થઈ ગયા, અને જાણ્યું કે આ કોઇ ખડો પરમ ભાવિક ભક્ત છે. તુરત આ દક્ષણીને આદર સન્માન આપ્યું ને પોતાની જાયગામાં બે દિવસ ઇચ્છા હોય તો રહેવાને વિનંતિ કીધી. મરાઠાને તો એજ જોઇતું હતું. તે સૂરતથી તદ્દન બીનમાહિતગાર હતો, અને શેહેરમાં પ્રવેશ કર્યા પહેલાં કયાં જઇને ઉતરવું તેના વિચારમાં હતો. તેવામાં આવી ઉત્તમ તક હાથમાં આવી તે ઝડપવાને તે કેમ ચૂકે ? પોતાની ઘોડીને પાસેના છાપરા નીચે બાંધી, ઘાસ પાણી નીરી, બાવાજીની પાસે આવી વાતોના તડાકા મારી, રાત ગુજારવાનો વિચાર કીધો, પણ તેટલામાં બાવાજીએ સવાલ કીધો કે "લડકા કુછ ખાનેકી ઇચ્છા હે કે નહિ ?" "નહિ મહારાજ અપની પાસ કોરા કોરા હે, સો ખાકર રાત ગુજારેંગે, ફીર પ્રભાત મેં દેખલેંગે." તુરત પોતાની પાસેનો દાબડો ઉ-

ચાડીને મગદળ કહાડી બે લાડવા ને થોડુંક અથાણું બાવાજીને આપી, પોતે ને બાવાજી સાથે ખાવા બેઠા.

આ બે સોબતી કોણ હતા? એક ત્યાગી ને બીજો રાગી–'સંસારી' છે, તેથી તેઓ કોઇપણ રીતે કાવતરાખોર હોવા જોઇએ.

જે સમયની આપણે વાત કરીએ છિયે તે સમય આર્યભૂમિના ઇતિહાસમાં ઘણો તેજસ્વી હતો. આર્ય મહારાજ્યમાં એ સમયે **દીલ્લીના** તખ્તપર **આલમગીર** જુલમગાર બિરાજતો હતો. તેની હાક દરેક દેશી રાજ્યમાં એવી તો વાગતી હતી કે તેનું નામ સાંભળતાં ચોબાજુથી ભય ને હાયનો શબ્દ નીકળતો હતો. મુસલમાન પ્રજા પણ તેના આ જુલમથી ત્રાહે ત્રાહે પોકારે તો બીજાની વાતજ શી? પણ મુસલમાનો હિંદુ લોહીના તરસ્યા હતા, તેથી પ્રજા ઐક્ય, શક્તિ અને કીર્તિનેમાટે વળખાં મારતા હતા. બંગાલા, મદ્રાસ અને બીજે કેટલેક ઠેકાણે અંગરેજોએ કોઠી સ્થાપી હતી; મેવાડમાં રજપૂતો ટમટમતા હતા; દક્ષણમાં મરાઠાઓ જાગતા થયા હતા; રોહિલખંડમાં રોહિલા અને જાટ લોકો પણ તૈયાર હતા, પણ એ સઘળાને ચૂર્ણ કરવાને **ઔરંગજેબ** પૂર્ણ શક્તિમાન હતો. તે તે કાળનો પ્રચંડ ક્રોધિષ્ટ ભુંડ શક્તિનો સિંહ હતો. તેની સામા થાય એવું કોઇ પણ તે કાળમાં હતું નહિ. વિજાપુર અને અહમદનગરનાં દક્ષણનાં રાજ્યો માત્ર સહજ મરાઠા સરદારોને આશ્રય આપતાં, તેમાટે તે રાજ્યો પણ ભયમાં હતાં.

તેજ વખતમાં **રામદાસ** સ્વામીનો ત્રિકોણાકૃતિનો–સત્વ, રજ ને તમશક્તિથી હવામાં ઉડતો ભગવો વાવટો લઇને **રાયગ**ઢના કિલ્લામાંથી **શિવાજી** મહારાજ મેદાન પડ્યા હતા. પ્રથમ તો પોતાનો પિતા જે સ્થળે નોકર હતો તેજ રાજ્યનાં નાનાં ગામો લૂટી, તે લૂટનાં નાણાંવડે હલકા, પણ શક્તિવાળા લોકનું એક સૈન્ય સ્થાપ્યું. દહાડાપર દહાડો ચઢતો ગયો તેમ **શિવાજી**ની ચઢતી થતી ગઇ. તેણે પોતાના સૈન્યને આગળ વધારી નાનાં નાનાં રાજ્યોપર હલ્લા કરવા જારી કીધા. અને તેવે તેવે સ્થળે પોતાનો જાપતો બેસાડી ખંડણી કે ઘાસદાણાને પેટે વાર્ષિક કંઇ લવાજમ લેવા માંડયું. આ રીતે **શિવાજી**ની શક્તિ વધેલી જોઇને ઉત્તરમાં **આમલગીર** પહેલાને ઘણી ચટપટી લાગી; અને આ બંડખોર લૂટારાને જેર કરવા માટે તેણે કમ્મર કસી. પણ **વિજાપુર**ના રાજાએ કંઇ પણ દરકાર ન કરી અને **શિવાજી**ને બળવત્તર થવા દીધો, એટલે **ઔરંગજેબ**નું કંઇ ઝાઝું વળ્યું નહિ; તેને જેમ જેમ સપડાવવામાં આવતો તેમ તેમ તે વધારે દઢ થયો ને અંતે થાકીને **ઔરંગજેબ** અને **વિજાપુર**ની સરકારે તેને સ્વતંત્ર

થવા દીધો આવી રીતે પોતાનો જય મેળવતાં તે આગાડી વધ્યો; તોપણ પોતાની લૂટફાટની રીતિ છોડી દીધી નહિ, અને તેથી હજી પણ અંગરેજી ઈતિહાસ કરતા તેને પિંડારા શિવાય બીજી ઉપમા આપતા નથી. તેનાથી પ્રજા ઘણી પીડાવા લાગી તેથી ઔરંગજેબે તેની સામા પોતાનું સૈન્ય મોકલ્યું. **સાષ્ટિખાન**, **ઔરંગજેબ**નો માતૃકાકો હતો તેને પોતાના દીકરા **મોયાઝીમ**ના હાથ નીચે કેટલુંક સૈન્ય આપી **શિવાજી**ને જેર કરવા મોકલ્યો, અને જ્યારે તેનાથી કંઇ પણ વળ્યું નહિ ત્યારે જેપુરના **જશવંતસિંહ**ને લશ્કરમાં બીજા જનરલની પદવી આપી તેને સહાય કરવા મોકલ્યો. પણ **સાષ્ટિખાન** ઘણો તોછડો ને ઉદ્ધત હોવાથી **જશવંતસિંહ** સાથે બન્યું નહિ. **શિવાજી**ના પેદલનો[1] ઉપરી **મોરોપંત** હતો ને હેદલસેનર[2] **નાથજી** પલકરના ઉપરીપણા નીચે હતું. તેણે જોયું કે મોગલો સામા જોઇયે તેવી સારી રીતે લડી શકાવાનું નથી, તેથી તા. ૧૨ મી એપ્રિલ ૧૮૬૩ ને દિને થોડું પેદલ સેન પોતાના સૈન્યાધિપતિપણા નીચે રાખી, આશ્રયે **થાનાજી** મુલસરેને **હાસજી** કંકને લઇ જયાં **સાષ્ટિખાન** પડેલો હતો ત્યાં તુટી પડયો, અને તેને નસાડયો ને મોગલોની પૂંઠ એવી તો સજડ પકડી કે એના જેવો નાશ તેમનો ભાગ્યેજ થયો હશે. **કરતોજી** ગુંઝરના ઉપરીપણાની કેવલરી મોગલોપર ઉતરી પડી, ને મોગલોને નામોશી સાથે નસાડયા. આ જય જેવો તેવો નહતો. **સાષ્ટિખાને ઔરંગજેબ**ને આ હારથી ખીજવાઇને લખી વાળ્યું કે **જશવંતસિંહ શિવાજી**નો મારેલો છે. તેથી તે જોઇયે તેવો આશ્રય આપતો નથી. **ઔરંગજેબે** બંનેને બોલાવી લઇને **મોયાઝીમને** દક્ષણનો સરસુબો કરીને મોકલ્યો, ને તેના હાથ નીચે પાછો **જશવંતસિંહને** પણ સૈન્ય આપીને મોકલ્યો. **જશવંતસિંહે સિંહગઢ**પર ઘેરો ઘાલ્યો, પણ ઘણો સમય ટકાવી શકયો નહિ, ને આખરે તેને પોતાનું સૈન્ય ખેંચી લઇને **ઔરંગાબાદ** આવવું પડયું.

**ઔરંગજેબે** આ નવા દુશ્મન ને ઘણો મતબાલો જોઇને, તેને જેર કરવાની ઘણી ગોઠવણ કીધી, પણ એકે ફેરે **રામદાસ** સ્વામીના શિષ્યે તેનો જય પાકો થવા દીધો નહિ. જ્યારે **ઔરંગજેબ**નું સૈન્ય નિયમિત યુદ્ધ કરવા આવતું ત્યારે **શિવાજી** નાસભાગ કરતો. **સિંહગઢ**માં **જશવંતસિંહ**ને તોબા પોકરાવી, ને ત્યાંથી નાઠો. પોતાના સૈન્યના એક ભાગને થાણા જીલ્લાના કલ્યાણીની પડોસમાં લાવીને પડાવ નાંખ્યો: બીજો વિભાગ ડંડી

---

૧ પેદલ—પાયદલ—પગે ચાલનારૂં લશ્કર.

૨ હેદલ—હયદલ—ઘોડેસવાર લશ્કર.

રાજપુરમાં હતો. **ઔરંગઝેબને** તે જણાવતો હતો કે તેની મરજી વસઇ પર ચઢાઇ કરવાની છે. પણ એ ગળત વાત હતી.

આ કાળે **સૂરત**માં પુષ્કળ દોલત અને સંપત્તિ છે એમ એના જાણુવામાં-આવ્યું. એ નગર લૂટવાનો વિચાર નક્કી કીધો. પણ શેહેરની વ્યવસ્થા જાણ્યા વગર વખતે જોઇએ તેટલો લાભ ન થાય એમ ધારી કંઈ છુપી શોધ કરવાનો વિચાર રાખ્યો. પોતાના એક પ્રખ્યાત મશહુર જાસૂસને મોકલ-વાનો ઠરાવ કીધો. અને આ પ્રકરણુના પ્રારંભમાં જે દુનિયા ખાધેલ ઘોડે-સ્વાર દેખાયો છે તે **શિવાજી**નો દૂત **બહિરજી** નાયક છે. એ **સૂર્યપુર**ની સ્થિતિ ને રંગ જોવાને આવ્યો છે.

સત્તરમી સદીમાં હિંદુસ્તાનમાં ચાલતા કાવાદાવા અનેક પ્રકારના હતા. અગરજો **દિલ્લી**ના તખ્તપર પ્રતાપી મોગલવંશના રાજાઓ બિરાજતા અને તેમની હાક ચોમેર ગાજી રહી હતી, તોપણુ નાનાં નાનાં રાજ્યો પણ પોતાનો સત્તાપ્રતાપ દાખવતાં હતાં. અને તેથી કોઇ કંઈ રીતે તો કોઈ કંઇ રીતે એક બીજાના વિરોધી હતા, અને તેવાજ કોઇ કારણુસર **સૂરત**ના નવાબને પણુ કોઇ પક્ષ તરફથી આપત્તિ વેળાએ આશ્રય મળે તેમ નહતું. ત્યારે **શિવાજી**-કે જેને પૈસાની સૌથી પહેલી જરૂર હતી તે કોઇ તેવા ઝાહોઝ-લાલીવાળા નગરને લૂટવાને પછાડી કેમ પડે ?

**બહિરજી**ને **સૂરત**ની તપાસમાટે મોકલવાનો હેતુ એજ હતો. કોઈ પણુ પ્રકારે નાણું મેળવવાં. **સૂરત**નો હાકેમ નબળો હતો. તેને સહાય કરનાર કોઇ નહતું. **શિવાજી**એ પૂરતી તૈયારી કીધી હતી. માત્ર જોવાનું એજ હતું કે ક્યાંથી વધારે મત્તા મળશે તેજ. તેણે પોતાના નાયકને ઘણું શીખવી મૂક્યું હતું. અગરજો નાયક કુશળ હતો, તેને **શિવાજી**ના બોધની કંઇ જરૂર નહતી, તોપણુ જે હેતુ **શિવાજી**એ રાખ્યો હતો તેને માટે તેને જે-ટલી કાળજી હોય તેવી બીજાને ન હોય, માટે ટોકી ટોકીને તેને મોકલ્યો હતો. આપણે જોયું કે જે દક્ષણી **દુમાલ**ના હનુમાનની જાયગામાં આવીને બેઠો હતો તે એક મહા અઘોર કાવતરાના કામમાટે હતો. પણુ એ બેરાગી કોણુ ?

બેરાગી **સૂરત**નોજ રહીશ હતો. તે વેદાંતમાં કર્મકાંડ સુધી સારી રીતે પહોંચેલો હતો. જાતે ઘણો નિખાલસ તેથી કંઇક સહેજસાજ વેપાર કરીને પોતાનો નિર્વાહ કરતો. ન્યાતિમાં કન્યાની અછત તેથી કુંવારો હતો અને ચાળીસ વર્ષની ઉમ્મર થઇ તોપણ પરણ્યો ન હોતો; અને તે પછી પરણુ-વાની આશા પણુ નહતી. તેટલામાં ભોગ ચોઘડીએ અકસ્માત્ પ્રસંગે એક તરૂણુ વિધવાનો પ્રસંગ થયો. બાઈ બહુ કાંતિવાળી, લજ્જાળ અને

શિયળ સાચવનારી હતી. નાનપણમાંજ તેનાં માબાપ ગુજરી ગયાં હતાં, અને તેના ભાઈએ ઘરમાંથી વિના પ્રયોજને કહાડી મૂકી હતી. જો કે ગુજરાન કરવાને તેને મહામહા મુશિબત પડતી હતી, તોપણ એકપણ દિવસે પાપ વાસના કરી નહતી. મહામહા કઠાવતે દહાડા ગુજારતી હતી. ઉમ્મર માત્ર સત્તર વર્ષની હતી: આવો તરૂણાવસ્થાનો કાળ તે કેમ દુઃખે નિકળે ? સાધુ સંતનો સમાગમ રાખે, પણ વિરહપીડા તો ન વેઠાય. ભણેલી ગણેલી હતી, તેથી ધર્મશાસ્ત્રથી જાણ્યું હતું કે પતિ મરણ પામે તો સ્ત્રીથી બીજો પતિ ન થાય. છતાં વિરહપીડાથી લગ્ન કરવાનો વિચાર કીધેલો. તે ન્યાતે વીશનગરી નાગરાણી હતી. તેને આ ગૃહસ્થ નાગર **હરિપ્રસાદ** સાથે પ્રસંગ પડયો. બંનેની સંપૂર્ણ ઇચ્છા લગ્ન માટે થઈ. અન્યોઅન્ય પ્રેમથી બંધાયાં. જો કે કંઈક રીતે નિકટનાં સંબંધી હતાં, તે છતાં આપણે પરણવું સાથે ને મરવું સાથે એમ એકેકે કસમ ખાધા. પણ માણસ ધારે છે શું ને ઇશ્વર કરે છે શું. એ સમયે નવાબ આગળ નાગર કાયેચોનો ભારે દોર હતો. **તારાગવરી** જે એ બાઇનું નામ હતું તેનો ભાઇ નવાબ સાહેબનો હજુરીયો હતો. **તારાગવરી** અને **હરિપ્રસાદ**નાં પુનર્લગ્ન થનાર છે એમ જાણી તેણે નવાબને ભંભેર્યો. ઘણા રાજાઓને કાન હોય છે, પણ સાન હોતી નથી, તે પ્રમાણે નવાબે બંને જણને એકદમ પકડી મંગાવ્યાં. **તારા**ને કેદખાનામાં રાખ્યાં, જ્યાં તેના ભાઈયે ઝેર આપી મારી નાંખી. **હરિપ્રસાદ**ને પણ બહુ રિબાવ્યો, પણ દહાડાના જોગે તે કેદખાનાના ઉપરીને કંઈ દાન દક્ષણા આપી નાશી ગયો. પોતાની પ્યારીના બૂરા હાલ થવાથી, તેની છાતીમાં મોટો ઘા પડયો ને તેની ઉદાસીનતામાં સર્વસ્વ ત્યાગ કરીને વૈરાગ્ય ધારણ કર્યો. પણ મનમાં એવી ઇચ્છા ખરી કે નવાબ અને તેના કારભારીને તેમની કરણીનાં ફળ ચખાડવાં. છએક વર્ષ હિંદુસ્થાનમાં રઝળી રખડીને ત્રણ વર્ષ થયાં પાછો પોતાનું વેર લેવાને **સુરત**માં આવીને પડેલો હતો. તેનું મન મોટું હતું, અને તે તેજ પ્રમાણે વેર લેવાને ધારતો હતો!! **બહિરજી**ને પ્રથમ પરદેશી ધારી તેને આશ્રય આપ્યો, પણ જ્યારે તેણે જોયું કે આ પ્રપંચી છે ત્યારે તે તેનો મળતિયો થયો; જે આપણે હવે પછી જોઈશું.

---

# પ્રકરણ ૬ હું.

## બહિરજી અને બેરાગી.

જે દિવસે ઉપલો બનાવ બન્યો તેજ દિવસની રાત્રિયે—અને તેજ સ્થળે હનુમાનની જગાથી આશરે વીશ મિનિટના રસ્તાપરની દૂરની બંગલીમાં બે સ્ત્રીપુરૂષ બેઠાં હતાં. બંને જુવાન અને રંગમસ્ત હતાં. ઉમ્મર પહેલીની માત્ર બાવીશ અને બીજાની પચ્ચીશ વર્ષની હતી. પુરુષ કરતાં સ્ત્રી સૌંદર્યમાં વિશેષ શ્રેષ્ઠ હતી. બંનો જણ એ વખતની શેહેરની સ્થિતિ સંબંધી વાત કરતાં હતાં; અને શેહેરમાં હવે કંઈ આફત આવી પડશે એમ પેલી સ્ત્રીએ બીજાને કહ્યાથી બંનો ચિન્તાતુર હતાં. આવા ઉદ્‌વેગને લીધે બાજુના ખેતરોમાં ફરવાનો વિચાર કર્યો અને બહાર નીકળી પડયાં.

રાત્રિના નવ વાગ્યા હતા શીયાળાનો દહાડો હતો તેથી બંનો જણે શાલ હોડી હતી. ધીમે ધીમે ખેતરોમાં અને આસપાસ ફરવામાં તેઓ આનંદ માનતાં. ચન્દ્રની ખીલી રહી હતી, તેથી દૂર સુધી તેમની નજર પહોંચતી હતી. તમ તમ તમરાનો સૂર આવતો અને કોહલાનો બેસૂરો અવાજ સાંભળી વખતે પુરુષ ખંચાતો પણ સ્ત્રી જે જાતે પુરુષાર્થી ગારવવાળી હતી તે તો ચાલી જતી હતી. થોડું ચાલી તેઓ જમણી બાજુએથી ડાબી બાજુએ ફર્યાં. "પ્રિયે, એમ નહિ પણ આમ ચાલો." "કયાં જવાનો વિચાર થયો છે?" પેલા પૂરુષે પુછ્યું, અને વધાર્યું કે "હવે મને નિદ્રા ઘણી આવે છે માટે બસ કરો." "જો તમારી એવીજ મરજી હોય, તો આપ પોઢો, મને ફરવાની ઘણી હોંસ છે." આ સાંભળતાંજ પેલા પુરુષે પોતાનો રસ્તો બદલ્યો. તે પોતાની બંગલીએ ગયો, અને સ્ત્રીએ બેરાગીની ઝુંપડી તરફ પોતાનાં પગલાં ઉપાડયાં.

* * * * * *

બાવાજીની પર્ણકુટીમાં **બહિરજી** અને **બેરાગી** બંનો જુદી જુદી ખાટલીપર પડેલા હતા. થોડીવાર તો બંનો અબોલ પડી રહ્યા. પણ વખત વીતે તે ઠીક ન લાગવાથી બાવાજી બોલ્યા:

"બચ્ચા, તુમ કીધરસેં આયા, તેરા નામ ઠામ કયા હૈ?" મરાઠાએ ઉત્તર આપ્યો "મહારાજ મારૂં નામ અને ઠામ નથીજ."

"કયા બચ્ચા ઐસી ગંડુ જેસી બાત કરતા હૈ. કીસકીભી સીપાઇગીરી તુમ ખેડતે હો ના?" "હું કોઈનો નોકર નથી ને કોઇનો ચાકર નથી" તે મરાઠે કહ્યું.

"તેરા ધર્મ કોનસા હૈ?" અહીંઆ પણ મરાઠાએ તાલ મગાવી, "એક બ્રાહ્મવિના મારો ધર્મ નથી."

બાવાજીએ આશ્ચર્યતામાં ગરક થતાં વિચાર્યું કે આ કોઇ જેવો તેવો માણસ ન હોય. એના બોલવાની રીતભાતજ ઓર છે. પણ બાવાજીએ પાછી તાલમેલથી વાત ચલાવી; અને એ દખણી કેવા હેતુથી આવેલો છે તે જાણવાની જિજ્ઞાસા વિશેષ રાખી.

"લડકા, એ અસાર સંસારમેં સાર માત્ર ઈશ્વરકા નામ હૈ મેં જાનતા હું કે તું કોઇ ખરા બહાદર સિપાઇ હૈ, લેકીન તેરી બાતચીતપરસે તો નઝર આતા હૈ કે તું બડા હેમકગમાર હૈ," એમ બાવાજી બોલ્યા. પછી લગારવાર થોભીને બાવાજીએ પાછી વાત ચલાવી. "એ સૂરત બડા મુલ્ક હૈ, કુછ ધંધા રોજગાર કરો, કુછ પૈસા લાવ ઓર મઝા કરો. ઇધર તો પૈસેકી બડી ધૂમ પડી હૈ. રાતદિન લોક અમનચમન કરતે હૈં. લાખો ઓર કરોડો રૂપૈયેકી ઉથલપાથલ હોતી હૈ. લોકકું બેપાર રોજગારમેં અચ્છી કમાઈ હૈ. લેકીન ઈધરકા નવાબ, જેસે ગંડુઓકા પાચ્છા હૈ. રાત દિન અમન ચમન ગુજારતે, લેકીન એ પિંડારા મરાઠા જો ઇધર ઉતર પડે તો કયા સત્યાનાશ હો જાવે, કુછ કહેને કોઇ બાત નહિ. તુમ એ પિંડારાકી તહેનાત છોડકર કાયકે બાસ્તે ઇધર આયા?" આમ બોલી ઉંચા હાથ કરી તેણે પ્રાર્થના કરી કે "બજરંગ, જો ગેરઇનસાફ, હમકું એ અકલસે હેરાન હાકીમને દિયા હૈ ઉસકું તુહી શિક્ષાકર." ખરેખર બજરંગે તેની પ્રાર્થના સાંભળી.

બહિરજીને માલમ પડયું કે નવાબથી કંટાળેલો આ કોઇ તેનો વેરી છે, અને એનાથી જો બધું જાણીશું તો વધારે લાભ થશે. તે બાવાજી પ્રત્યે બોલ્યો. "મહારાજ અહીંઆ ઘણી દોલત છે?" બાવાજીએ કહ્યું. "તું કયા જાને ઇધરકી બાત, સોના ઓર રૂપે બીના તો બાતજ હોતી નહિ. સારા દિન પૈસા પૈસા! નાણાવટમેં જાકર તુમ દેખો, તેરા કાન ખણણ ખણણ અવાજસે બહેર માર જાયગા. નવાબ તો ગંડુ હૈ, ઇસકું કુછ માલમ નહિ હૈ કે કીધર રાજ હોતા હૈ. સબ કારભાર એ નાગર ઓર કાયચ લોક કરતે હૈ. નાગરોંકે ઘરમેં તો કરોડો રૂપૈયે ભરે હુવે હૈ તુમ દેખો તો અકલસે હેરાન હો જાઓ."

બહિરજીએ કહ્યું. "જો આપની ઇચ્છા હોય તો કાલે જઇને શેહેર જોઇએ." "સચ્ચ હૈ. લેકીન સચ્ચા બોલો કે તુમ કોણ હો, ઓર કીધરસે આયા, ઓર કયા કામ હૈ ઇધર આનેકા. હમ જૂઠ માણસકી સંગત નહિકરતે."

બહિરજી વિચારમાં પડયો. તેણે વિચાર્યું કે ખરી વાત કહેવી કે નહિ. પણ કંઇ દગો થાય તો શું કરવું? એમ વિચારી પ્રથમ મૌન ધારણ કીધું. બાવાજીએ મનમાં વિચાર્યું કે ગમે તેમ છે પણ આ કોઇ પાકો પુરુષ છે. તેની નેમ કંઇ જુદીજ છે. બહિરજીએ વિચારમાં ઘોળાયા પછી એમજ નકકી કીધું કે ખરી વાત કહેવી, પછી "યા નસીબ," પણ બાવાજીનું વચન લીધા વિના એક અક્ષર પણ હોઠ બહાર કહાડવો નહિ એમ ઠરાવ્યું.

"અને હું," પેલા મરાઠાએ, પોતાના નવા દોસ્તનો વિશ્વાસ મેળવી લેવા માટે અને જે કામ પોતાને પાર પાડવું હતું તેમાટે, તે બોલ્યો. "મહારાજ યાદ રાખજો કે જે મારા સ્નેહીને વિશ્વાસપાત્ર છે તેના મોં આગળ કદી પણ જૂઠું બોલતો નથી. હું આ શેહેરની સમીપે આજેજ આવું છું, જે તમે આખું જોયું છે. મને આ શેહેર સંબંધી ઘણું જાણવાની અગત્ય છે. અને તેમાં મારો કંઇ ખાસ હેતુ છે. આપના બોલવા પરથી મને માલમ પડે છે કે આપને આ શેહેરના હાકેમપર ઘણો ક્રોધ છે, તે કંઇ કારણુસર હશે, અને તેનું વેર લેવાને ઇચ્છો છો. જો આપ આપના પવિત્ર બજરંગના કસમપર કહો કે જે જાણીશ તેનો આડો ઉપયોગ કરીશ નહિ, તો આપને મારો હેતુ જણાવીશ. જો મારા કામમાં તમારી સામેલ થવાની ઇચ્છા હોય તો સામેલ થજો. અગર ઈચ્છા ન હોય તો કોઇને કંઇ બોલતા નહિ."

"કમબખ્ત," બાવાજી લગાર તરડાઇને બોલ્યા: "હમકું તુમ કૈસા પીછાનતા? હમેરા શિર જાવે તો કયા બડી ચીજ હે, લેકીન એ મુસે એક શબ્દ નીકાલનેકી કોન તાકત ધરાવે! લડકા, તું કયા જાને હમ સંતલોગોંકી બાત, હમ કસમ લેકર કહેતે કે તેરી બાત એસી હોવે કે તુમ હમેરા શિર કાટનેકે બાસ્તે તત્પર હો, તદપી હમ તેરી સામને કે દુસરે સામને એક શબ્દ પણ ન બોલેંગે. ચાહેસો કહો ઓર નહિ તો તુમેરી મરજી, હમ સંતલોક, હમકુ કયા લેના દેના હે."

બહિરજીની ખાત્રી થઇ તેથી; "મહારાજ ખંમા ખંમા," એમ બોલી નમ્રતાથી વિનંતિ કીધી. "ગરીબ સેવકપર આટલો ક્રોધ કરવો એ લાઝીમ નથી. "વિઠોબા"ના ચરણના કસમ, મને તમારાપર જરાએ અવિશ્વાસ નથી. મેં ઘણી વેળાએ સાંભળ્યું છે કે ભોળપણાથી કેટલીક વાતો બીજાને કહેવાથી ઘણાં માઠાં પરિણામ થયાં છે, અને તેટલાજ માટે આપનો વિશ્વાસ મેળવવા કંઇક મેં વિચાર બતાવ્યો છે, તે આપ ક્ષમા

કરશો." અને પછી વધારે સૂક્ષ્મ દૃષ્ટિથી જોવા માંડયું કે મહારાજના મોં પર કેવા રંગ થાય છે.

પણ મહારાજ તો એવા શાંત અને સ્વસ્થ હતા કે તેમના મનપર એ બોલવાની જરાએ અસર થઈ નહિ. આ જોઇને **શિવાજી**ના જાસૂસે પોતાની વાત પાછી ચલાવી.

"મારા જાણુવા પ્રમાણે," કંઇ હસને સ્વરે ને ચહેરે **બહિરજી** બોલ્યો: "કે આપ જે પીડિત છે તે વિરહવેદનાથી છો હું એક મરાઠા છું, અને જો કે પરદેશી છું, તોપણ તમારી વાત મને કહેશો તો મારાથી બનતી મહેનત કરીશ. ઘણીવાર એમ બને છે કે એક વાત બીજાને કહેવાથી અડધો અડધ દુઃખ ઓછું થાય છે. જુવાનીના વખતમાં જે જે કૃત્યો થયાં હોય તેમાં પ્રીતિદુઃખ વહવું બહુ મુશ્કલ છે; અને તેમાં ધારેલી મુરાદ બર આવતી નથી ત્યારે અતિશય બેચેની ને ઉદાસી ઉત્પન્ન થાય છે; આપ જો એવાજ કોઈ કારણસર સંસારને છોડી બેઠા હો તો હવે ઘણા થોડા સમયમાં તમારે પાછા સંસારના ખટરાગમાં પડવું પડશે; તેવી કંઇ ઇચ્છા છે?"

"હમ" **બેરાગી**એ કહ્યું, "એસા નહિ, બચ્ચા. અમેરી પીડા બહોત હે, અગર થોડી હે; તુમકું ક્યા કામ હૈ, તુમ તુમેરી બાત ચલાવ. પીછે હમ દેખ લેંદગે."

"તો સાંભળો," કંઇ વિચાર કરી મરાઠો બોલ્યો; "મારા સરદાર **શિવાજી**નો પેલા તરકડા કાફરોને કહાડી મૂકવાનો નક્કી ઠરાવ છે; અને તેમાટે તેને કોઇના આશ્રયની ઘણી મોટી જરૂર છે. હું તેનો દૂત અને ભારતભૂમિના રક્ષણકર્ત્તાનો સાથી છું. સર્વ સાહિત્ય-**સૈન્ય** અને **ઐક્યએ** અમારી પાસે છે, પણ કમનસીબથી જોઇયે તેટલાં નાણાં નથી. અમારા નસીબને અજમાવવા ઘણાં સાહસ કર્મો કીધાં પણ જોઇતો જય મળ્યો નથી. મુસલ્લાના શેહેરોપર અમે ઉતરી પડયા, ઘણી મુસલમિન બીબીઓને લોંડી કરી પકડી લઇ ગયા; ઘણાં નગરો ઉજ્જડ કીધા; અને ઘણે ઘણે ઠેકાણે ત્રાસ ને ભય વરતાવી દીધો; જોકે સઘળે સ્થળે **રામદાસ** સ્વામીના શિષ્યનો જય થયો છે, તથાપિ જે ઇચ્છા હતી તે સંપૂર્ણ થઇ નથી. અમારે પૈસાની ઘણી જરૂર છે અને આપણા દેશમાંથી જે પુષ્કળ દોલત પરદેશીઓ લઇ જાય છે; આપણા દેશની વ્યવસ્થા તેઓ કરે છે; આપણી સ્થિતિ અતિશય દુર્બળ રાખે છે—ત્યારે અમે વિચાર કીધો કે અમારી શી અવદશા—થશે?—નથી ખબર કે ક્યાં જઇશું, ને શું કરીશું? અમને અતિશય ભય છે કે આપણો મુલ્ક તદ્દન ખેદાનમેદાન

થઇ જશે. પણ તેટલો વિચાર મહારાજા **શિવાજી** કરતા હતા તેવામાં એમના જાણવામાં આવ્યું કે એ વિલાતી લોક—અંગરેજ વલંદા–ફીરંગી લોક પાસ બહુ પૈસો છે, અને આ **સૂરત** નગરના જેટલું બીજું કોઇ પણ પૈસામાં બલવાન્ નથી. આ વાત ખરી છે કે ખોટી અને જો અમે આ સ્થળમાં આવિયે તો કેટલો પૈસો મેળવી શકિયે તેની તપાસ કરવા મને મોકલ્યો છે. જ્યાં જ્યાં હું દૂતકાર્યમાટે ગયો છું ત્યાં ત્યાં સઘળે સ્થળેથી મને સારી વાકફગારી મળી છે. મેં મારા દૂતપણાથી ૧૪ નગરોમાં ત્રાહે ત્રાહે બોલાવી છે. અને તેથી મારાપર **શિવાજી** મહારાજનો ચાહ ઘણો વધ્યો છે. આ શેહેરમાં ઉતરી પડવાનો અમારો વિચાર નક્કી છે; પરંતુ કયી જગોપરથી વિશેષ લાભ મળશે તે તમો બતાવી શકો તો મહારાજા **શિવાજી**થી તમારૂં સારૂં સન્માન કરાવી ઉંચી પદવીએ ચઢાવીશ. મારૂં નામ **બહિરજી નાયક** છે; અને તમારી તરફથી હવે મને કંઇપણ આશ્રય મળશે એવી આશાએ આ મારી ગુપ્ત વાત જાહેર કીધી છે–તેમાં જે જોખમ મેં વેઠયો છે તેનો ખ્યાલ, મહારાજ, તમારે મનમાં કરવો."

બાવાજીના મોંપરની સુરખી આ સાંભળતાં ફરી ગઇ; અને એક મોટો ખુશાલીનો શ્વાસ ખેંચ્યો. પોતે મનમાં બોલ્યા કે "અબ ખૂનકે બદલેમેં ખૂન લેનેકા **સમય આયા** હે. અયે બજરંગ, હમ હમેરા બૈર લેઇંગે. તેરી સહાયતા હમકું ચઇતી. કીધર હે જીગરકા બૈર?" પછી મોટે અવાજે તેણે કહ્યું, "અબે બચ્ચા **બહિર**, તુને તો ગઝબ કરનેકા ઇરાદા કીયા હે; હમને હમારી ખોલીમે સેતાનકું બસાયા, મગર કુછ ફીકર મત કર, મેં તેરી સાથ તૈયાર હું, ઓર સબ ચીઝ તુઝે-" પણ તેટલામાં તો પછીતપરથી કંઇક શબ્દ સંભળાયો ને **બહિરજી** ચમકયો.

"મહારાજ જુઓ સાંભળો, આપણી વાત કોઇ સાંભળે છે." વચ્ચે અટકાવ કરીને જાસૂસ બોલ્યો: "જે મેં ઇરાદો ને યુક્તિ રચી છે તે જો કોઇ જાણે તો મારાં ને તમારાં શિર તેજ ક્ષણે ધડથી વેગળાં થાય."

"બચ્ચા ડરતા કયા? ઇધર કોણ આવેગા, તેરે જો કહેના હોયસો કહે; અવાજ કેસા ઇધર સાધુકી ઝૂંપડીમેં."

"નહિ મહારાજ મને એમ લાગે છે કે અહીંઆં કોઇ છે ને તેણે આપણી વાત સાંભળી છે. તમે તપાસ કરો."

બાવાજી હાથમાં ચલમ લઇ ઊઠયા ને આસપાસ ફરી આવ્યા, પણ કોઇ જોવામાં આવ્યું નહિ. તેણે ધાર્યું કે "ચોર હોય તે સૌને ચોર દેખે" તેમ નાયકને ભ્રમણા કે સ્વમાભાસ થયો હશે."

જ્યારે પૂરી ખાત્રી થઇ કે કોઇ નથી ત્યારે મહારાજ પાછા પોતાની

ખાટલીપર આવીને પડયા ને ગાંજાની એક ચલમ, જે ભરીને લાવ્યા હતા તેનો દમ કરયો.

"તો સાંભળો મહારાજ, હવે જે મેં યુક્તિ કીધી છે તે," ક્ષણેક શાંતિ પકડયા પછી તે નાયક બોલ્યો; "શિવાજીના મારા સાથે આઠ જાસૂસ આ શેહેરમાં જુદે જુદે દરવાજે પેઠા છે. તેઓ શેહેરમાં ફરી હરીને ઘણી તપાસ લાવશે. પણ હું આશા રાખું છું કે તે સહુના કરતાં બાર ચંહા સરસ નીકળીશ. તેમાં કર્મ સંજોગથી તમારો સમાગમ થયો છે તો હવે કોઈ વાતે ઉણું પડવા દેશો નહિ. મેં ઘણાના મોંથી સાંભળ્યું છે કે નાણાવટ અને બીજી જગ્યાએ ઘણો પૈસો છે. આ વાત મારા જાણવામાં આવી ત્યારથી ચટપટી લાગી છે કે તે લત્તાની તપાસ પ્રથમ અવશ્યે થવી જોઈયે. હું અહીંઆ આવ્યો ત્યારથી તે હમણાં સુધીમાં—જે જે માણસોનો સંબંધ થયો છે તેનાથી અને જે લોકો આવજાવ કરે છે તેનાથી, તેમની રીતભાતથી, તેમના ડોળદમામથી મારી પૂરી ખાત્રી થાય છે કે સૂરતના જેવું એક પણ નગર પૈસાની બાબતમાં ચઢતું હશે નહિ. જેને જોઉંછું તેનો સિનોજ ઘણો ભારી હોય છે. દેવાલયમાં જે દર્શને આવે છે તે પાવલી બે આનીથી ઓછી ભેટ ધરતું નથી. જો પૈસો ન હોય તો એવી રેલછેલથી કામ કરે નહિ. અમારામાંનો કોઇપણ દૂત મને આશા છે કે થોડા વખતમાં આવીને કંઇપણ સંદેશો કહેશે"—

"અહા, અબે બહિર કોઇ મરાઠા," મહારાજ વચ્ચે બોલ્યા; "પ્રાતઃકાલમેં ઇધર આયાથા સહી."

"તે સંબંધી હું તમને સઘળું કહીશ પછી, પણ પ્રથમ તમે શું સહાય કરવા માંગો છો, અને તેને માટે શું યુક્તિ કરવી તે મને જણાવશો"—પણ તેટલામાં પાછો પછીતપરથી કંઇ અવાજ આવ્યો ને બહિરજી ને બાવાજી બંનો સાથેજ ચમકયા.

"કૂછ હે સહી," બાવાજીએ કહ્યું: "ચલ અબે દેખ કયા હે !" બંનોજણ ઊઠીને બાજુએ તપાસ કરવા ઘસ્યા પણ જેવા તેઓ જાય છે તેવુંજ દૂર ઝાડીમાંથી કોઇ માણસને પસાર થતું જોયું. બહિરજી તેની પછાડી જોવાને દોડ્યો પણ ચંદ્રના કંઇ અજવાળામાં તથા ઝાડીના અંધારાની ગીચ ઘટામાં તેને સ્ત્રી જેવી આકૃતિ જણાઇ, એટલે કંઇ વિચાર કરીને અચકયો. પણ પાછો વિચાર કરી તે તે આકૃતિને પકડવાને દોડયો. આસરે વીશેક વાર દૂર ગયો નહિ હશે તેટલામાં એક મોટા પથ્થરની ઠોકર લાગી તેથી તે ઝટ જમીનપર કૂટાયો; અને ત્યારે તેના મનમાં ખાત્રી થઇ કે મેં હુજતાઇ વાપરી એ ઠીક કીધું નહિ.

**બહિરજી**એ જેવી સ્ત્રીની આકૃતિ જોઇ તેવા તેને બે વિચાર આ-વ્યા. એક એકે કાં તો એ કોઈ બાવાજીની લુગાઈ હશે ને તે બાવાજીને મળવા આવતી હશે, તેવામાં બે જણને જોઇ તે નાસી જાય છે. બીજો વિચાર આવ્યો કે બાવાજીએ મને ફસાવવાનો તો પેત રચ્યો નથી; ને તે વિચારથી તે આકૃતિની પછાડી દોડયો. તેની શી સ્થિતિ થઇ તે તો આપણે જોયું.

નાયકના પડતા સાથે બાવાજી તેને સંભાળવા આવ્યા. તેને ઊઠાડતાં ઘુંટણમાંથી લોહી વહેતું જોયું પણ તેને શુકન ગણી કંઇપણ આપત્તિ નથી એમ માની બંનો પાછા ફર્યા. બાવાજીએ કહ્યું કે કોઈ ભક્ત દર્શનમાટે આવ્યો હશે, તે બે જણને ધસ્યા આવતા દેખીને નાઠો હશે. "**બહિરજી**ને એ દ-લીલ કંઇ વાજબી લાગી નહિ.

પાછા બંનો સ્વસ્થ થયા પછી બાવાજીએ કહ્યું "મેં જાનતા હું કે તું તેરા નામ કરેગા. ઔર એ નવાબ ઓર નાગરપર હમકું બહોત ખ-ફગી હે ઉસ સબબસે તુઝે જીતની ચાઇયે ઈતની મદદ મેં દઉંગા, લેકીન એક સરતસે કે મેં જો ઘરમેં ઘુસકર ચાહે સો કરૂં ઉસમે તેરા **શિવા-**જીકા કોઈ માણસ હમકું વિક્ષેપ કરે નહિ."

"હું તેને માટે પંઢરપુરવાળાના કસમ લઉંછું કે તમને કોઇ અડચણ કરે નહિ." **બહિરજી**એ મોટા ઉમંગથી કહ્યું: "એ બાબતમાં મારે ને તમારે જે વાતચીત થાય તેનેમાટે **રામદાસ** સ્વામી મારો જામીન છે. ત-મારે યાદ રાખવું કે મેં જે કાર્ય કર્યું હોય તે કોઇપણ એવો સરદાર કે સેનાદાર નથી કે ફેરવી શકે. જો તમે મને કદી ઠગો નહિ તો યાદ રાખજો કે તમે તમારી મુરાદમાં સર્વ રીતે ફતેહ પામશો. મારી પાસે એવી યુક્તિ અને કાવાદાવા છે કે જેથી ગમે તેવી આપત્તિમાં આવી પડીશું તેમાંથી પણ બચાવ કરી શકીશું. સવાર પડતાં પહેલાં તો મને મારા દૂતો મ-ળવા જોઇએ. તમારી જે ગોઠવણ હોય તે મને જણાવો અને પછી શે હેરની તપાસ લઇએ."

બાવાજીએ પોતાની ગોઠવણ બતાવવાનું સવારપર રાખી બંનો જણા સૂઇ ગયા, અને તે દરમિયાન થોડેક સમયે **બહિરજી** ઊઠીને બહાર પણ ફરી આવ્યો; તે જ્યારે ઊંઘમાંથી સળવળી બાવાજીએ આસપાસ જોયું ત્યારે જાણ્યું.

---

## પ્રકરણ ૭ મું.

### "મોગરાનો બહાર."

જ્યારે બહિરજી અને બાવાજી પોતપોતાની વાતમાં ગુંથાઇ શેહેરમાં ફરવાની યોજના નક્કી કરતા હતા; અને દર્શને આવનારા ભક્તો આ નવા મરાઠાને જોઇને આશ્ચર્ય પામતા હતા—ત્યારે મણિગવરી પોતાની બંગલીમાં રાતની વાત સાંભળી શોકમાં હતી. જ્યારે બે દૂતો શેહેરબહાર હનુમાનની જગાથી સહેજ દૂર પોતાના નાયકને શોધવાને આસપાસ જોતા હતા,— ત્યારે હરિલાલ પોતાના વિચારમાં મશગુલ થઇ જઇને શું કરવું તેના ધોટાળામાં પડયા હતા. તેણે થોડો વખત આગ તેમ ફેરાહેરા કર્યા અને પછી કંઇ જંપ ન વળ્યો ત્યારે તે પોતે હનુમાનની જગા આગળ ગયો. ત્યાં દર્શન કરીને બાવાજીને પગે લાગી પાછો ફર્યો, પણ ત્યાં બહિરજી હતો નહિ. હનુમાનની જગાના ઓટલાપરથી તેણે થોડે દૂર ત્રણ માણસોને વાતચીત કરતા જોયા, જેમાંના બે હિંદુ અને એક મુસલમાની વેશ સજેલો હિંદુ હતો. પાસે જવાની કંઇ હિંમત ચાલી નહિ તેથી પોતાની બંગલીએ એ પાછો ફર્યો.

"જોયું કે પ્રિય," "મણિ બોલી:" મને તો અતિ ઘણી ચિંતા લાગે છે; કે જો આજેને આજે કંઇ થશે નહિ તો શેહેરનું સત્યાનાસ વળી જશે."

"ખરૂં છે. પણ શું ઇલાજ લેવા તે સુઝતા નથી." તેણે જવાબ આપ્યો: "કંઇ વધારે ગડબડ કરીશું તો એ માણસ છટકી જશે અને સઘળું ઉલટું થઇ જશે; અને આપણા નસીબમાં કાળી ટીલી લખાશે. આપણો ધર્મ છે કે જેમ બને તેમ રાજાનું ને પ્રજાનું રક્ષણ કરવું. તમે કંઇ ઇલાજ બતાવો છો?"

"તમે એ સઘળી ખટપટ મૂકાદો અને મારા વિચારપર વાત રાખો" મણિએ કહ્યું "પણ આજે આપણે ત્યાં જે મિત્રો ભોજનમાટે આવવાના છે તેની તપાસ તમારે લેવી પડશે. હું મારી શક્તિ પ્રમાણે એનો કંઇ સંકેત પાર ઉતારીશ."

તુરત તે પ્રિય પતિએ પોતાની પત્નીને એક ચુંબન કરીને તેનાપર પૂરતો વિશ્વાસ મૂકયો. અન્યોઅન્ય એવાં તો પ્રેમથી સંકળાયલાં હતાં કે એક બીજાને ઘડી પણ વીલાં મૂકતાં નહિ; તથાપિ આટલું આ સ્થળે કહેવું જોઈયે કે પુરુષ કરતાં સ્ત્રી સર્વ પ્રકારે શ્રેષ્ઠ હતી.

પ્રસંગને યોગ્ય આ સ્થળે પૂર્વનો ખુલાસો કરવો જોઇયે. રાત્રિના

જે દંપતિ દુમાલના હનુમાન આગળ ચન્નીની સહેલ કરતાં હતાં તે સાહ **આત્મારામ**ના પ્રપૌત્ર ને તેની પત્ની હતી. પોતાના પતિથી છૂટી પડીને **મણિગવરી** હનુમાનના દેવાલય તરફ ફરી તે આપણે ગયા પ્રકરણમાં જોઈ ગયા છિયે. તે જેવી ભીતના પાછલા ભાગપર આવી કે "મરાઠા"નો શબ્દ સાંભળ્યો. તેને કાંઇ કારણસર મરાઠાનો ઘણો ભય હતો, તેથી જેવો એ શબ્દ સાંભળ્યો કે અચકીને ઊભી રહી. બાવાજીને **બહિરજી** જે જે વાત કરતા હતા તે સઘળી તેણે સાંભળી; અને જ્યારે હાથમાં ચલમ લઇને બાવાજી આવ્યા ત્યારે તે પડખાના ઝાડના ઓઠામાં લપાઈ ગઇ. ગાંજાથી બાવાજીની આંખ ચકચૂર–લહેલૂર બની રહી હતી ને તેને લાંબુ સુઝે નહિ તેથી પહેલીવેળા તે પાછો ફર્યો, પણ બીજી વેળાએ **મણિ**થી અકસ્માત્ એમજ બોલાઇ ગયું કે "તમારૂં સત્યાનાસ જજો," અને તે અવાજ બંનો કાવતરાખોરને કાને એકી વખતે પડયો. તે બંનો ઊઠતા સં-ભળાયા અને તેણે તુરત જાણ્યું કે ઘાણ બગડી ગયો; પણ હીમતવાળી હતી તેથી એકદમ નાસી ગઈ. ઝાડમાં લૂગડું ભરાવાથી તેના ચીરા પણ ઉતરી પડયા, પણ જેમ હરણી નાસે તેમ નાસતાં તે પથ્થર સાથે અ-થડાઇ. પણ પછી ઝટપટ ટટાર થઇને નાઠી. તેને "મરાઠા "ના નામનોજ મોટો ભય હતો, તેથી જ્યારે **બહિરજી**ને સહજજ જોયો ત્યારે તે ઘણી ગભરાઇ; ને તેજ ઉતાવળમાં એકે શ્વાસે તે દોડી ગઇ. જો **બહિરજી**એ **મણિ**ને પકડી પાડી હોત તો ખચિત તે ત્યાંજ અધમોઇ થાત.

ઘેર આવી ત્યારે બાર વાગી ગયા હતા. તે ઘણી ગભરાઇને વિચારમાં બેઠી. શું કરવું તે તેને સૂઝતું નહતું. તે વિચારમાં ને વિચારમાં એટલી લીન થઈ ગઇ હતી કે સવાર થઈ પણ તેને માલમ પડયું નહિ. પોતાના પતિના ઊઠવા સાથે એકદમ ગળગળી થઇને તેને ભેટી પડી અને રાતનો બનેલો સર્વે વૃત્તાંત કહ્યો; તે કહેતાં કહેતાં તેનાં રોમાંચ એવાં તો ઊભાં થતાં અને ભયથી એવી તો કાંપતી કે **હરિલાલે** જો તેને બાથમાં લઇને સૂવાડી દીધી નહત તો ખચિત તે પડી જાત. **હરિલાલે મણીને** ઘણી ધીરજ આપી શાંત પાડી. સઘળો વૃત્તાંત જાણ્યા પછી બંનોએ સાથે દાતણપાણી કીધું અને ચાહ પીધી. બંનો જણાં એ બાબત પોતાને શો સારો માર્ગ લેવો તે માટે વિચારમાં પડયાં; અને જ્યાં સુધી ભટે આવીને "ભોજન સમય થયો છે માટે હવે ઊઠો ને સ્નાન કરી લો" એમ કહ્યું નહિ ત્યાં સુધી બંનોમાંથી એક પણ ઊઠયું નહિ. જમ્યા પછી **હરિલાલ** પોતાના ઓરડામાંથી ઊઠીને હનુમાનની જગામાં ગયો અને પાછો આવ્યો ત્યારે **મણિગવરી** પોતાના છત્ર પલંગપર બેઠી હતી. તેને

આવતાને વાર જે પ્રશ્ન પૂછયો તે, ને તે પછીની વાતચીત આપણે ઉપર જોઇ ગયા છિયે. માત્ર આ સ્થળે વિશેષ એજ કહેવાનું છે કે આ બંને સ્ત્રીપુરુષ તે સમયની **આત્મારામ ભૂખણ**ની પેઢીનાં વડાં હતાં.

**હરિલાલ** પોતે બપોરના સુઇ ગયા. **મણિગવરી** તો વિચારમાંજ બેઠી. પોતાના પતિની આજ્ઞા તો મળી પણ કયે પ્રકારે ફત્તેહ મળે તેનો તે વિચાર કરવા લાગી. જાતે ઘણી હાંમતવાન પણ ગમે તેવી પણ અંતે સ્ત્રી, તે જ્યાં સુધી કંઇ અડચણ ન આવે ત્યાં સુધી પોતાનું કામકાજ કરી જાય, પણ જરાક અડચણ આવે તો તુરત હ્હી જાય. ઘણા વિચાર કર્યા પછી અંતે એક નક્કી ઠરાવ કીધો અને પાસેની ટેબલપરથી લખવાનાં સાધન લઇને એક ચિઠ્ઠી લખી કહાડી. બપોરના છેલ્લા વખતે તેણે પોતાના એક દાસને બોલાવી પેલી લખેલી ચિઠ્ઠી આપી—જેમાં કેટલીક અગત્યની સૂચનાઓ હતી અને તે નવાબની બેગમપરની હતી; તે ચિઠ્ઠીનો ઉત્તર ઘણો જલદી એજ જગોએ અથવા રાત્રિના શેહરમાં મળે તેમ સૂચવેલું હતું.

સંધ્યાકાળ થવાનો સમય આવ્યો ને શેઠાણી પોતાની ગાડી જોડાવીને શેહેરમાં જવા તૈયાર થયાં. પણ તેટલામાં શેઠે નોતરેલા પહરોણાઓ આવી પહોંચ્યા. તેમનાં બૈરાંઓએ આ અવિવેકનેમાટે શેઠાણીને અટકાવ્યાં. શેઠાણી જાતે થોડાં ઘણાં શરમાળ હતાં તેથી તેમના બોલવાને માન આપી પાછાં ફર્યાં, પણ તેમને કંઇપણ ગોઠ્યું નહિ. આજની ઉજાણીને તેઓએ "**મોગરાનો બહાર**" એ નામ આપ્યું હતું અને જ્યારે મોગરાની ઘણી અછત ત્યારે શેઠે મહા મુશ્કેલીએ તેનો મોટો જથો ભેગો કીધો હતો, જેમાંથી દરેક સ્ત્રીમાટે એક સુંદર વેણી ગુંથાવી હતી અને દરેક પુરુષમાટે તેમાંથી એકેક હાર ને કલગી બનાવ્યાં હતાં.

શેઠાણી બંગલીમાં પાછાં ફર્યાં તેથી શેઠ આશ્ચર્ય પામ્યા, પણ સૌનો સરખો આગ્રહ ને સૌ એમજ બોલવા લાગ્યા કે "ના, નહિ જવાય; તમે જશો તો અમે પણ જતા રહીશું. ઘરધણિયાણી વગર મીજબાની હોય નહિ. મોગરો પોતાનો બહાર આપે નહિ," એવું જ્યારે શેઠે સાંભળ્યું ત્યારે તેઓ પણ લાચાર થયા.

દરેક પરોણો આજે મોટા ઉમંગમાં હતો. સૌ, બદનપર ફીનખાબના કબજા અને ટોપી પહેરી ફક્કડ સહેલાણી બની આસપાસ ફરતા હતા. ચન્દ્રી પૂરી ખીલી રહી હતી. તેમાં આસપાસ, બંગલીમાં દીવાની રોશનાઇ ખૂબ બહાર આપતી હતી. મોટા દિવાનખાનામાં ઘણો સુંદર ગલીચો બીછાવ્યો હતો અને તેની સુનેરી કોર ઝળકાટ મારી રહી હતી.

ઝુમરો લટકતાં હતાં તેને પણ સળગાવ્યાં હતાં. દરેક બારીની વચ્ચે એકેક મોટો જેપુરી ચિત્રનો તકતો હતો; જેમાં કેટલાંક લગાર વિવેક બહારનાં ને કેટલાંક રાજારાણાના જનાનાનાં ચિત્રો ઘણા અચ્છા કલમકસ ચિત્રકારનાં ચિત્રેલાં હતાં. એક બાજુએ વિલાયતી બે મોર જુદા જુદા સંગેમરમરના ટેબલપર ગોઠવેલાં હતાં અને વિલાયતી વાજિત્ર કે જે ઘણો સુંદર ને મનહર સરોદ કહાડતું હતું તે પણ એક બાજુએ મૂકેલું હતું. સામસામા મોટા તકતા ગોઠવેલા તેમાં આરપાર જોતાં એમજ માલમ પડે કે બીજા અંદર વળી કેટલાએ ઓરડા એવીજ રીતે શણગારેલા હશે. સઘળી જગ્યાએ સ્વચ્છતા, ને નિર્મળતા હતી અને સઘળે ઠેકાણે આસપાસ જોતાં મન ઘણું રંજન થતું હતું. વાડીમાંથી ફૂલોના પરાગનો બહેકાટ આવતો તેથી મગજ તર થઇ જતું. બંગલાની અંદર ને બહાર બંને ઠેકાણે ફૂલાદિની રચના પણ એક નવીન ઢબ છબની કરી હતી.

"પ્રિયા-**મણિ**!" **હરિલાલ**, **મણિગવરી**ના ઓરડામાં જઇને, ઘણા ગંભીર પણ પ્રીતિ ભરેલા શબ્દથી, હોઠ સાથે મેળવીને બોલ્યો: "મને ઘણી ધારતી લાગે છે કે આજની મોજમઝાનું પરિણામ ઘણું માઠું આવશે. જે રીતે આજનો મેલાવડો કીધો છે તે રીતે સવાર સુધી કંઇ પણ છૂટકો થશે નહિ; કદાચિત્ બેગમનો પ્રતિઉત્તર અહીં નહિ આવ્યો તો ખચિત તે શેહેરમાં આવશે, ત્યાં જો તું ન મળી તો સમયે બેગમ ઘણાં ગુસ્સે થશે અને વળી રાજદ્રોહી ગણાઈશું. આજની મઝામાંથી તું બાતલ થાય તે મને જરાએ પસંદ નથી, તેમ તું અગત્યનું કામ કરે નહિ તે મોટું ભય ભરેલું છે. પણ તારે સૌથી પહેલાં તે કામ કરવું જોઈએ, મારી પ્રસન્નતા કે અપ્રસન્નતાનો વિચાર હમણા કરવાનો નથી. તારે તો શેહેરમાં હમણાજ જવું જોઇયે. તૈયાર થઇને શેહેરમાં જા. હું ગમે તે પ્રકારે સહુ ભાઇઓને સમજાવીશ. તારે જઇને સૌથી પહેલાં બેગમને મળવું અને જે છૂપા શત્રુએ ગઇ રાત્રિના તને ને મને ચમકાવ્યાં છે અને જે **સૂર્યપુર**ના નાશમાટે મચેલો છે તેને તેની કૃતિનાં ફૂળ ચખાડવાને નવાબને જાગૃત્ કરવો."

"આપનું બોલવું મને સર્વ રીતે રૂચે છે પ્રિય," **મણિ** બોલી: "પરંતુ એમ હું શી રીતે કરી શકીશ? સહુ મિત્રો તો આપણી આસપાસ મચેલા છે; અને ઉત્સાહમાં સામેલ કરવાને વારંવાર વિનવે છે. તેમને મૂકીને જઇ શકાય એમ બનવું અશક્ય છે. મારો વિચાર ત્યારનો એમાંજ મચી રહ્યો છે, અને ચટપટી પણ એજ થયાં કરે છે. સહુને તરછોડવા એ જાણી જોઇને રંગમાં ભંગ કરવા બરાબર છે. જો ભોજન સમય

જલદી થાય તો ગમે તે મિષ કહાડીને સટકી જવાને ચૂકીશ નહિ. માત્ર વિલંબ તેનોજ છે."

"ત્યારે ઉતાવળ કર, અને સહુ મિત્રોનેમાટે ભોજન તૈયાર કરાવ" કંઈક ઉચાટ મનથી **હરિલાલ** બોલ્યો: "મને કંઇ સમજ પડતી નથી કે હવે શું થશે? ઘણી વેળાએ આપત્તિ આવેલી છે, અને તેમાં ગભરાયો છું, પરંતુ આજના જેવો ઉચાટ, ઉદાસી ને ગભરાટ ક્વચિત્ થયો હશે. તારે તો હવે અહીંઆથી જવું જોઇએ અને **બેગમને** મળીને શેહેરનું રક્ષણ થાય તેવા ઉપાય લેવા તેને સૂચવવું. જ્યાં સુધી એ સંબંધી કંઇ થશે નહિ ત્યાં સુધી મને શાંતિ વળનાર નથી. આજની ધૂમધામથી મારી વૃત્તિ ઘણી ખરાબ થઈ ગઇ છે ને સર્વે કોઇ પૂર્ણ આનંદમાં મહાલે છે પણ મને સર્વ સ્થળે ગમગીની ને ભયજ માલમ પડે છે."

"પ્રિય, બેફીકર રહો" કંઈ ઉત્સાહ ઉમંગથી **મણિએ** પોતાનુ વેણ કહાડ્યું. "હું કોઈ પણ તાલમેલથી હમણાંજ અહીંઆથી જઇશ, પણ મારી ગેરહાજરીની ખામી તમે આ મેલાવડામાં પડવા દેતા નહિ. બનતા યત્ને કામ સિદ્ધ કરીશ, અને તુરકડાને હાથે મરાઠાનો ઘાણ કહડાવીશ."

આ પ્રમાણે ખાત્રી થયા પછી **હરિલાલ** પોતાના ઓરડામાંથી બહાર સિધાયા; પણ તેટલામાં તો "**હરિલાલ** ક્યાં છે, **મણિગવરી** ક્યાં ગયાં" એમ પોકાર પડી રહ્યો. આસપાસ મોટી શોધાશોધ ચાલી રહી, ને જેવા **હરિલાલ** બહાર નીકળ્યા કે સહુએ તેમની મજાક બનાવવા માંડી. "ભાઇ! વહુ તો તમનેજ છે કે ઘડી ચાલેજ નહિ" એમ એકે કહ્યું; "અરે તમે ન જાણો, એ ધણીધણિયાણી કંઇ કાચાં નથી, પહોંચેલ બુટ્ટી છે: સારસનું જોડું છે" એમ બીજાએ ટોણો માર્યો; "હશે, જવા દો એ વાત, બળ્યું તમે તે શું એમની મજાક બનાવો છો, લગાર મન હીઝરાતું હશે તેથી મીઠી મીઠી વાતચીત કરી આવ્યા હશે;" એમ એક કન્યા રાસી લહેરખી બાઇએ મચકો કરીને હોઠ ફફડાવ્યા, પણ પછી ધીમેસથી **હરિલાલ** તરફ ફરીને બોલ્યાં કે "હવે તો અમને બધાને મોજ કરાવો, નહિ તો સહુ ચાલ્યાં જઇશું."

"તમે સૌ કહો છો તે સત્ય છે," તે યુવાને કહ્યું. "મારા જવાથી તમે સૌને જુદાં જુદાં અનુમાનો કરવાનો સમય મળ્યો એ બહુ ઠીક થયું." પોતાના મનમાં જે વિચાર ઘોળાતા હતા તે વિચારમાટે આ મોજી જુવાનો કંઇજ જાણતા નથી ને ઘણા બેદરકાર છે તે ઉપર મૂછમાં હસીને તેણે વધાર્યું; "મેં જાણી જોઇને એ તક તમારા હાથમાં આપી છે.

પણ ખાત્રી રાખજો, કે હું તમારાથી જરાએ દૂર નથી. તમારા સુખને માટે તથા તમો સૌના સારા ને ઉમંગમાટે મને જેટલી કાળજી છે તેટલી કાળજી બીજાઓને ભાગ્યેજ હશે. હવે હું તમારી હજુરમાંથી ખસવા પણ માંગતો નથી, ને જેમ તમે સૌ રાજી થાઓ તેવા પ્રકારે કરીશ."

"આ તમારી મધુરી લાવણ્યતા છે, પ્રિયમિત્ર" એક દોસ્તે પ્રતિઉત્તર આપ્યો: "તમારા ઔદાર્ય મનનો, અમારા પ્રત્યેની તમારી પ્રીતિનો આ એક જાગતોજોત દાખલો છે, અને તેમાટે આ સૌ તમારો ખરા દિલથી ઉપકાર માને છે."

"ઠીક, હું તમો ભાઇઓનો પણ બહુ બહુ ઉપકાર માનું છું. હવે ઘણી થોડી વારમાં ભોજનનો સમય થશે; ત્યાં સૌએ સત્વર પધારવું; અને એટલો સમય તમો સૌ ઉમંગે આ મારી નાનકડી ઝુંપડીમાં મઝા કરો—તમારા મુબારક કદમથી એ પાવન થશે."

ભોજનશાળામાં રસોઈયાએ બડી ગડબડ કરી મૂકી હતી. ભાત ભાતનાં પકવાન બનાવ્યાં હતાં. આ પ્રસંગે તે બધાંનાં નામ લેવાની કંઇ જરૂર નથી પણ સાદું પણ સૌને પસંદ પડે તેવું સ્વાદિષ્ટ ભોજન હતું. પાટલાની હાર એક સરખી ને એક સરખાં જળપાત્ર, એક સરખી કેળની પત્રાવળી વાડકા ને સૌને જોઇયે તે પ્રમાણે વસ્તુઓ ભાણામાં મૂકેલી તેનો દેખાવ ઘણો અચ્છો લાગતો હતો. સૌ જનને કેવા પ્રકારે બેસાડવા તેની ગોઠવણ **મણિગવરી**એ ઘણી ફાંકડી કીધી હતી. દરેક સ્ત્રીપુરુષનો સજોડે બેસાડયાં હતાં. અને સૌ કોઇ થોડા શરમાય તેનેમાટે પોતાની જગ્યા પણ પોતાના પ્રિયવલ્લભની સાથેજ કીધી હતી. તે સમયમાં આ રીતિ તદ્દન નવીનજ હતી તોપણ સૌ સરખા-સમાન હતા એટલે પુરૂષોએ તો કંઇ વાંધો લીધો નહિ તથાપિ બે ત્રણેક સ્ત્રીઓથી બોલ્યા વગર રહેવાયું નહિ. તેઓ મનમાં બબડી, પરંતુ જ્યારે બીજી સ્ત્રીઓને સ્વપતિની સોડમાં અડોઅડ ટપોટપ બેસતી જોઇ ત્યારે કટાણે મોંડે તેઓ પણ બેસી ગઇ. સૌનાં ભાણાં પિરસઈ રહ્યા પછી, **મણિગવરી**એ દિવાનખાનામાં જઈને વાજિંત્રોને કુંચી આપી કે તેઓ મધુરા સુર કહાડતાં થયાં. સૌ **સ્ત્રી** પુરુષોને આજનો દેખાવ ઘણો આનાદિત લાગ્યો. તેટલામા **હરિલાલે** **મિત્ર** પરોણા ઉપર ઇષ્ટમણુલી ઉંચું અત્તર છાંટયું કે તેનો બહેકાટ **ચોમેરે અતિસે** ફેલાઇ ગયો. તુરત **મણિગવરી** આવીને પોતાની ભોજન **જગ્યાપર બેઠી ને જમવાની વરદી આપી—એ દેખાવ જાણે આજના** **કાળમાં એક મોટી ભોજન મંડળીમાં "ટેસ્ટ" લેતા હોય તેવો લાગતોહતો.**

**તે દેખાવ ખરેખર અતિ સુશોભિત હતો. જનાનખાનામાં રહેલી**

સ્ત્રીઓ કરતાં આજે બિરાજેલી સ્ત્રીઓ અતિ સૌંદર્યવાન્—કાંતિમય લાગતી હતી; અને સ્ત્રીઓના પરવાળાં જેવા હોઠ ને મુખમાંહ્ય દાડમના દાણા જેવા દાંત વચેથી જે સુસ્વર નીકળતો હતો તે દિવાનખાનામાંના વાજિત્રને પણ એક કોરે બેસાડે તેવો મધુરો હતો. કંઇ પણ કલબલાટ ને ગણગણાટ વગર સૌ મિત્રો ભોજન લેતાં જતાં હતાં. કોઇ કોઇ તરુણીઓ વિશેષ લજ્જાશીલ હતી, અને લજ્જા એ આર્ય સ્ત્રીઓનું ખરેખરૂં ભૂષણ છે. તેઓએ આચ્છા રંગનાં—ઋતુ શીયાલાની હતી તોપણ—વસ્ત્ર સજ્યાં હતાં—સાળુમાં મોં ઢાંકયું હતું; તેમાંથી પળકારા મારતી ચકચકિત હરિણી જેવી આંખો અતિશય મોહ ઉપજાવતી હતી; જેમાં વળી હવા પણ નંદન બાગના જેવી હતી. ખૂબસૂરતીમાં શ્રેષ્ટ તો એ મેલાવડામાં **મણિગવરી** હતી, પણ બીજીઓ કંઇ ઓછી નહતી. જેઓએ સેહાડમાં મોં ઢાંકયાં હતાં તેઓએ માત્ર મોંજ ઢાંકયાં હતાં પણ પ્રીતિભરેલી આકૃતિ મનમોહક શક્તિ, જેઓએ તેનો સંગ્રહ કીધો હતો તે છૂપાવવાને શક્તિમાન થઇ નહિ. કાંતિમય, સદ્ગુણથી ભરેલા, સકુમાર પણ બાંધાદાર શરીરવાળી, સ્વચ્છતાથી ભરેલી, જાતે શ્રીમંત શેઠાણીઓ, વળી મોજમઝાને રંગરાગમાં મસ્ત બનેલીઓ, પોતાના પ્રિયપતિઓની સોડમાં સૌંદર્યતાના ભંડારવાળી, આર્ય પ્રાચીન પોશાકમાં બિરાજતી તરૂણીઓનો આ દેખાવ ચિત્રમય નહિ પણ સાક્ષાત્કાર હતો. રંભાઓ, રંગમેલાવડાનો આ પ્રસંગ જોઇ ધીમે ધીમે મીઠું હસતી એકેક ગ્રાસ મોંમાં મૂકતી, પણ શરમને લીધે મોં આડું વસ્ત્ર ધરેલું તે ખસેડતી નહિ; તેવામાં ભટજી મહારાજ આવીને દૂધની ધાર પાડતા, વળી “ના” “ના”ની અસારત બતાવવા છતાં ભટ દૂધ ઓકાવ્યાં જતા—તે જ્યાં સુધી દૂધ છલકાઇ જાય નહિ ત્યાં સુધી. એ વખતે સૌ આશ્ચર્ય પામી મંદમંદ હાસ્ય કરતાં. તે દેખાવ બહુ ચિત્તાકર્ષક લાગતો હતો. પુરુષો પણ થોડા ઘણા શરમાતા—સ્ત્રી જેટલા તો નહિજ, તેમને સમયે કંઇ વિવેકમાટે મર્યાદા રાખવી પડતી. કોઇ પાસે બેઠેલી પ્રિયાને કંઇ કહેવા જતો ત્યારે બીજાઓ તેની સામા એકી નજરે જોતા તેથી તે શરમાઇ જતો; પણ અતિ સૌંદર્યવાન્ જોડાંઓ મોહ ઉપજાવતા હાસ્યથી એકક પ્રત્યે તીક્ષ્ણ નાજુક આંખથી પલકારા મારતાં ત્યારે તે એક બીજાની શરમ સમૂળી છોડી દેતાં હતાં.

બરાબર એક કલાકે સૌ ભોજન લઇ ઊઠયાં; અને પાછાં સૌ દિવાનખાનામાં આવ્યાં. વાજિત્રનો નાદ ચાલુજ હતો; ને તેટલામાં **હરિલાલે** સૌ પુરુષોપર ને **મણિગવરીએ** સૌ સ્ત્રીઓપર ગુલાબજળ છાંટયું. દેખાવ તે આ સમયનો અતિ સરસ લાગતો હતો. દીવાની જ્યોતના પ્રકાશથી ઝળાં

ઝળાં થઇ રહ્યું હતું. ઝુંમરનાં લોલકો રંગ બેરંગી ચળકાટ પાડતાં અને તેના પ્રકાશમાં સ્ત્રીઓના મોતીના છડા અને બંગડીનો પ્રકાશ વિશેષ ઓપતો હતો. એકેકના પ્રતિબિંબથી આખો ઓરડો ઝળકી રહ્યો હતો. ઇંદ્રસભા તુલ્ય દેખાવ બન્યો હતો, ને પોશાકની ઝળકી વળી વિશેષ હતી. દરેક સ્ત્રીપુરુષોની આંખ તેજ મારતી હતી; ને ફરફર આવતા પવનથી ઝુંમરનાં લોલક હાલતાં ને દીવાનાં કિરણો વધારે પ્રકાશતાં તેથી આંખો ઝંખવાઇ જતી હતી.

ચાકરોએ આવીને સૌના હાથમાં એ સમયે મેવાની રકાબીઓ ધરી. ઘણા અચ્છા પ્રકારનો મેવો—જેમાંનો કેટલોક તો નવાબસાહેબના ત્યાંનો ખાસ આવેલો તેપણ દરેક રકાબીમાં મૂકેલો હતો. પોતપોતાની રુચી પ્રમાણે સૌએ તે ખાધો ને ચાકરોએ ઓરડામાં ફરીવળી રકાબી લઇને હાથ ધોવડાવ્યા ને હાથ લુછવાને સ્વચ્છ ધોયલા ટુવાલો સૌના હાથમાં ધરી દીધા. પછી મુખવાસ આપવામાં આવ્યો. ક્ષણેક રહી પાછા સૌ ઊઠીને ઉભા થયા ને પોતપોતાના મિત્રો જોડે અનેક પ્રકારનાં ગપાંસપાં હાંકવા મંડયા.

આ સઘળા વખતમાં **હરિલાલ**ને પોતાની પ્રિયા જોડે તેમ બીજાઓને પણ વાત કરવાનો સમય મળ્યો નહોતો. સૌને પોતપોતાના વિચારમાં આનંદ માનતા હાલન માલન કરતા જોયા એટલે **હરિલાલ મણિગવરી** તરફ ગયા, ને થોડીક મિનિટ વાત કરવાનો પ્રસંગ સાધ્યો.

"મારી અતિ પ્રિય સલુણી," **હરિલાલે મણિ**ના ગાલપર ધીમેસથી ચુંબન કરીને કાનમાં કહ્યું: "તું જરા બાજુએ આવ, સૌને આજે કંઇ કારણસર આપણી વર્તણુકમાં ફેરફાર લાગે છે—તેથી સૌ આપણી હિલચાલ તપાસે છે, ને મારે કંઇ-વિશેષ સૂચના કરવી છે. વહાલી, તું જાણે છે કે આજે તને વિલી મૂકવાને હું કેટલો નારાજ છું, તે છતાં તને જવા દેવાને કેટલો આગ્રહ કરું છું,—"

"મને માલમ છે, હું જાણું છું" **મણિ** સંપૂર્ણ પ્રેમના આવેશના શબ્દથી, ધીમેસથી બબડી; "આવો સુખદકાળ કંઇ વારંવાર આવતો નથી, પણ નાચાર—"

"તારો ઉપકાર, પણ જલદી જા, હવે વિલંબ ના કર" હોઠપર એક ચુંબન કરી તેને કહ્યું: "હું હવે જાઉં—"

આ શબ્દ પૂર્ણ ન થયો તેટલામાં એક ભયંકર રણસિંગડું વાગ્યું; અને સૌ પરોણા હાંફળા ફાંફળા એ શું થયું તે જોવા વાડીના દરવાજા તરફ દોડયા.

---

# પ્રકરણ ૮ મું.

## મણિગવરીનો યત્ન.

જે ચાકર સાથે નવાબની બેગમપર પત્રિકા મોકલી હતી, તે ચાકરને ત્રણ કલાક અથડાવુ પડ્યું. બેગમ પોતાના મ્હેલમાં નહોતાં તેથી નદી કીનારે આવેલા બક્ષીના મહેલમાં તે આવ્યો ત્યાં કેટલીક પૂછપરછ કર્યા પછી એવી ખબર મળી કે બેગમ હમણાંજ પોતાના મહેલે પધાર્યાં છે. ચાકર પાછો નવાબને મહેલે આવ્યો. ત્યાં ચિઠ્ઠી આપી ત્યારે તે નવાબ સાહેબ સાથે જમવા બેઠાં હતાં. ત્યાંથી ઊઠી ચિઠ્ઠી વાંચતાં એક કલાક થયો. જ્યારે ચિઠ્ઠીમાં ઘણી અગત્યની બાબત જોઈ ત્યારે પોતાના પેગામી સ્વારને તૈયાર કરી મારતે ઘોડે શેઠને ઘેર મોકલ્યો કેમકે રાત્રિના એ ચિઠ્ઠીનો પ્રત્યુત્તર શેહેરમાં માંગ્યો હતો. પેગામીએ ઘેર જઈને જોયું તો ત્યાંથી ખબર મળી કે વાડીએ ગયાં છે, એટલે મારતે ઘોડે તે વાડીએ આવી પહોંચ્યો. તે વખતમાં એવો ધારો હતો કે કંઇ જરૂરનો સંદેશો લઇને કોઈ સ્વાર જાય, ને રસ્તામાં ઘોડાની હડફટમાં માણસ ન સપડાય તેટલા માટે રણસિંગું ફુંકતો તેમ જે સ્થળે પહોંચવાનો હોય ત્યાંના લોકને તેના આવી પહોચવાની ચેતવણી આપે, કે મુલાકાતમાં વખત ન જાય. એજ કારણથી પેગામી દૂતે બ્યુગલ ફુંક્યું ને **મણિગવરી** ને **હરિલાલ** એકદમ ચમકી અધુરી વાતે દરવાજા આગળ આવ્યાં.

પેગામીએ ઘોડાપરથી ઉતરીને દરવાજામાં પ્રવેશ કીધો. સહુ પરોણાઓ બાજુએ ખસી ગયા. પેગામીએ **મણિગવરી**ના હાથમાં ચિઠ્ઠી ધરી નીચા નમીને ત્રણ સલામ બજાવી. તેનો દેખાવ–પોશાક વિચિત્ર હતો. જાતે ભૈયો પણ વિશ્વાસપાત્ર અને કદાવર પંચ હથો હતો. આવો ભવ્ય દેખાવ જોઇને **મણિ**ને આશ્ચર્ય લાગ્યું; પણ દીવે જઇને ધ્રૂજતા હાથે પત્ર વાંચ્યો. વાંચી પ્રીતમના હાથમાં ધર્યો. **હરિલાલે** વાંચીને એકદમ કહ્યું કે "સત્વર સિધારો." તુરત **મણિગવરી** તૈયાર થઇને ગાડી તૈયાર હતી તેમાં બેઠી, ને બેગમના ઘર તરફ ગાડી ચલાવી.

આ એકદમ એક ક્ષણમાં બનેલા બનાવથી પરોણાઓ ઘણા ગભરાટમાં પડ્યા. એ પેગામી શેનો? ચિઠ્ઠી શી ને બેગમને ત્યાં રાત્રિના દશ કલાકે જવાનું કારણ શું પડ્યું! એનેમાટે દરેકના મોંમાંથી દશ દશ સવાલ નીકળ્યા. ને એકદમ સવાલનો એક જથો તેના આગળ ઉભો થયો. આ બધાના સવાલનો જવાબ આપે તો પાર ન આવે; તેથી તેણે 'એક નન્નો સો દુખને હરે' તેવી રીતે એજ જવાબ આપ્યો કે "એ શી

ગડબડ છે તે મને માલમ નથી, સૌ સવારે જણાશે." સ્ત્રીઓએ તો અનેક તરંગ ઉઠાવી શેઠાણીનેમાટે બબડાટ ચાલુ કીધો; કે આમાં શેઠાણીની કંઈ ખંધાઇ છે; ને ઘેર જવાને મિષે આ તાલમેલ લગાવી દીધી છે. શેઠે કોઈને જવાબ ન આપ્યો તેનું કારણ એજ કે જે કારણસર શેઠાણી ગયાં તે કારણ ઘણું ખાનગી ને જોખમકારક હતું.

બેગમ **મણિગવરી**ની રાહ જોઇને વારંવાર બારીએ ડોકીયાં કરતી હતી. જેમ જેમ વાર લાગે તેમ તેમ તેને વધારે ચિન્તા થાય. પણ એટલામાં **મણિગવરી**ની ગાડી આવી પહોંચી. ખોજાને અગાઉથી વરદી મળી હતી એટલે તે દરવાજાપરથી આવીને શેઠાણીને બેગમના મહેલમાં લઇ ગયો. **મણિ**ને જોતાં તે ઘણી ખુશીમાં આવી ગઇ ને એક બહેનના કરતાં અધિક પ્યારથી તેનો હાથ ધરી પોતાની પાસે બેસાડી. નવાબની સ્ત્રી છતાં બિલકુલ ગર્વ ન હતો, તેમ સૌપર ઘણો ચાહ રાખતી હતી. પેટે એક પણ ફરજંદ નહિ તેથીજ માત્ર ઉદાસીનતા ક્વચિત્ ક્વચિત્ રહેતી હતી. તથાપિ નવાબે કોઈપણ દિવસે એક પણ કડવો બોલ કહ્યો નથી એ મોટી આશ્ચર્યની વાત છે. જાતે અતિ નીખાલસ અને કુલીન હતી. પૂર્વે તો એની મા એક નાગર ગૃહસ્થની દીકરી હતી, પણ પૂર્વકાળથી નાગરો સ્વાર્થી પડેલા તેથી પોતાના કંઇ મોટા લાભનેમાટે દીકરીને બક્ષીને ત્યાં આપીને લોકમાં એમ જણાવ્યું કે બક્ષીએ બલાત્કારે દીકરીને છિનવી લીધી. તેની દીકરી તે આ **મોતીબેગમ** હતી. નાગરની દીકરી એટલે ગમે તેવો પણ ઉંચો હિંદુ વિચાર હોયજ; ને તેવા ઉંચા ઔદાર્યતાના વિચારથી તે હમેશા પોતાના પૂર્વના ધર્મઉપર ને હિંદુપર બહુ પ્યારથી જોતી હતી. રાત્રિના તેના પોશાકમાં કંઇ જાણવા જોગ ન હોતું. માત્ર પાયજામો ને તે ઉપર સ્વચ્છ સફેત મલમલની કફની પહેરેલી હતી. તો પણ ચોટલાનો સેથો ને કાનમાં મોતીના એરિંગથી તેનું મોઢું બહુ દીપતું હતું. એ ઘણું સારૂં શુદ્ધ ગૂજરાતી જાણતી હતી ને તે સૌ પોતાની માતાના પ્રતાપ હતા.

"બહેન, શી ખબર છે?" મલકાતે મુખડે બેગમે આવકાર આપતાં **મણિ**ને પૂછયું "તમારી ચિઠ્ઠી મને બહુ મોડી મળી, ને તેથી બહુ વખત વહી ગયો."

**મણિગવરી**એ અથથી તે ઈતિસુધીની—આ શેહેરમાં કેવી આફત આવી પડવાની છે તેની વિગત કહી સંભળાવી. **શિવાજી** લૂટારાનો જે દૂત આ શેહેરમાં આવ્યો છે અને શેહેરમાં જે ત્રાસ પડનારો છે તે સાંભળીને બેગમને ઘણો ગભરાટ લાગ્યો, અને એનો શું ઉપાય કરવો તેને માટે **મણિગવરી**ને સવાલ પૂછયો.

"આપણા શેહેરપર આવી મોટી આપત્તિ છે?" નિશ્વાસ નાંખીને બેગમ બોલી "એનો ઉપાય શો?"

"અને હું પણ એજ સવાલ પૂછું છું, મારી બહેન! આનો ઉપાય તો સત્વર થવો જોઇએ. ને નહિ થશે તો મને નથી લાગતું કે આપણી જીંદગી પણ સલામત છે." **મણિએ** થરથરતાં ને જુસ્સાના આવેશમાં બેગમના મનમાં શું થાય છે તે જાણીને કહ્યું.

"ખરેખર, એનો ઉપાય તો થવો જોઇયે!" બહેન જેવી **મણિનો** હાથ પકડી બેગમ બોલી.

"શું તમને કંઇજ ઉપાય જડતો નથી, **મોતી** બહેન?" **મણિએ** લગાર કરડાકીનો જવાબ આપતાં કહ્યું અને બેગમના મોં સામું નજર કીધી. "મારી તરફથી તો તમને જે કહેવાનું છે તે કહીશ; અને વિશ્વાસ રાખો કે મારી જીંદગી કરતાં વધારે મૂલ્યની હું તમારી રંક રૈયતની જીંદગી ગણું છું—અને તેની પૂરતી સાબીતી એજ કે આજની મોટી મિજબાની છોડીને તમારી સેવામાં હાજર થઇ છું."

"તારા એ બોલવાપર મને જરાએ સંશય નથી" **મોતી** બોલી; "પણ તને માલમ છે કે મારા પૂજ્ય પવિત્ર પતિ એવા કામમાં ઘણું થોડું લક્ષ આપે છે. તેમને તો રાગરંગ ને ગાનતાનમાંજ મઝા છે. આવા ગહન વિષયમાં તેમની પહોંચ લાંબી હોય એમ મને માલમ નથી," તુરત પોતાના પતિ વાસ્તે કડવાં વેણુ બોલવાં પડે છે તેમાટે ઇશ્વરની ગુન્હેગાર સમજીને ઉંચા હાથ કરી બોલી: "અરે! મારા પતિમાટે આવાં કુવેણ કેમ બોલાય છે? ઓ પ્રભુ! તારી કૃપાથીજ હું તરીશ, નહિ તો મારો વાસ કયાં થશે? રક્ષણ કરજે તું પવિત્ર પુરુષ?" પાછું **મણિને** કહ્યું; "હવે તું જાણ કે પ્રિયના દિવાન ને કારભારી પણ માત્ર નામનાજ છે અને કાયચડાને મારા જાતિલા તો મારી પૂર્વેની કરેલી સૂચનાથી તને કંઇ અજાણ્યા નથી. મારા હાથમાં એટલી સત્તા છે કે જે ઇલાજ બતાવીશ, તે ઇલાજ પ્રમાણે પ્રિયપતિ પાસેથી કામ કરાવીશ. તને કંઇ યુક્તિ માલમ હોય તો બતાવ."

"**મોતી** બહેન, જેમ મેં પૂર્વે સલાહ આપી છે તેમજ હમણા પણ આપીશ, તારે ગભરાવું નહિ," **મણિએ** ખુશીનાં વેણુ કહાડી ધીરજ આપી.

એ પછી **મણિગવરીએ** કહ્યું કે "જો એ મરાઠો અને બેરાગીને પકડવાની તજવીજ કરવી હોય ને નગરજનનું રક્ષણ કરવું જરૂરનું જણાતું હોય તો નવાબના જાસૂસો એની પછાડી મૂકવા જોઇયે, ને તેઓ-

એ એમના કાવતરાં તપાસવાં જોઇએ. પછી જેવા શેહેર છોડીને જવા માંડે તેવાજ બંનોને પકડવાની પેરવી કરવી." **મોતી** બેગમને એ સલાહ પસંદ પડી પણ નવાબ સાહેબ જાતે ઓલિયાના પાચ્છા. તે એકદમ એ વાત કબુલ કરશે એમ ભાસ્યું નહિ; તેટલા સારૂ તેમનેમાટે શી પ્રયુક્તિ કરવી તે વિચારમાં પડયાં.

"આપણે એને સમજાવવાને કાંઇ પણ ગોઠવણ કરવી વિશેષ અ-ગત્યની છે;" ભયથી ધ્રૂજતી **મોતી** બોલી.

"અને તે વળી બનતી ઉતાવળે કરવી જોઈયે, નહિ તો સર્વ શ્રમ ફોકટ છે!" **મણિએ** ટાપસી પૂરી.

"બેશક," પોતાના કોચપર એકદમ ઢળી પડીને **મોતીએ** કહ્યું, અને **મણિ** એકદમ તેની સોડમાં જઇ બેઠી. "હવે નવાબને સુવાનો સમય થયો છે ને અત્યારે તેમને કહેવાનું બનશે કેમ? અને જો આ સમય ગયો તો તે પ્રપંચવીર એકદમ શેહેરની ખાનાખરાબી કરશેજ. મારે એમાટે હમણાજ જવું જોઇયે." સૂતાં સૂતાં **મોતી** બડબડી ગઇ.

"પ્રભુ ઇચ્છા બળવાન છે!" **મણિ** પોકારી ઊઠી. "હમણાજ **નવાબ** અહીંઆ પધારે છે ને તમારે કહેવું ને સમજાવવું હોય તે મારે માથે મૂકો. એનો ઘટતો ઇલાજ કરીશ—મારી વાણીથી હું તેને રંજિત કરીશ અને કાલે પ્રાતઃકાળે પોતાના દૂતોને એ દૂતોની પૂઠે પ્રેરે એવી યુક્તિ બતલાવીશ."

તુરત જનાનખાનાનું બારણું ઉઘડયું. ગમે તેવી પણ વાણિયાની દીકરી ને લજ્જા શીળ તેથી **મણિ** સંકોચતાને પામી. **મોતી** બેગમની પૂંઠે મેં ઢાંકયું એટલે નવાબ તેને જોઇ શકયો નહિ. અતિ પ્રેમના આવેશમાં એકદમ ધસ્યો નવાબ કોચની નજીક આવ્યો. તેની આકૃતિ ખરેખરી પહેલવાની નહતી. તે જેટલો બહારથી સીનાદાર દેખાતો તેવો મનમાંથી પોચો હતો. માત્ર શિકાર કરવામાં તે પાકો ઉસ્તાદ હતો ને તે કાળના કોઈપણ શિકારીને હંફાવે ને તેનું પાણી ઉતરાવે તેવી શક્તિનો હતો. **સૂરત**ની આસપાસ વાઘની વસ્તી હતી તે નિર્મૂળ કીધી હતી અને હમેશાં તેને શિકાર મળતો તોજ પ્રફુલ્લિત વદનનો દેખાતો. આ મર્દાઈ વગર બીજી બાબતમાં નવાબ એક સ્ત્રીને પણ લજ્જિત કરે તેવો હતો. ઉમ્મરમાં લગભગ પંચાવન વરસ થયાં હતાં, તોપણ શરીરે સોહામણો હતો. રાજદર-બારી કારસ્તાનમાં ઘણું કરીને મુસલમાન નવાબો ઉતરતા હોય છે અને આ નવાબ બાલ્યાવસ્થાથીજ એકલવાયો હતો, તોપણ તેને કેટલીક રીતે પાવરધો—નાગરોએ કીધો હતો. તેના પોશાકની ઢબછબ **કોન્સ્ટાન્ટિનોપલ**ના

સુલતાન જેવી શ્રેષ્ઠ હતી—આલબિયન તરેહથી પોશાક પહેરતો, રૂમસામથી આવેલી ઉંચી મખમલની ચંપલ અને હમણાના હાઈલંડર જેવો સીનો રાખી, જાણે એક વૃદ્ધ પ્રવીણ યોદ્ધો અચ્છી રીતે ઘૂમતો હોય તેવો ફાંકડો દેખાતો હતો-જો કે તેવી શક્તિ એનામાં ઘણીજ થોડી હતી. બહાર ફરવા નીકળે ત્યારે હમેશાં બે ખંજર પાસે રાખતો—જે ખંજર ઉપર રત્ન જડેલાં હતાં ને તેની ખોલ જરદોસથી ભરેલી ઘણી તેજસ્વી હતી; અને શિરપેચવાળી મંદીલની પાઘડી ઘણી ફાંકડી ગોઠવી મૂકતો કે જે ઘણું કરીને તોલમાં બાર પૈસાભાર ભાગ્યેજ થતી હતી. તેનામાં મુખ્ય ગુણ પ્રીતિનો હતો, પણ તે રાજકાર્યને યોગ્ય ઘણાજ થોડા ગુણ ધરાવતો.

નવાબે આવતાંને વાર એકદમ **મોતી**ના ખભાપર હાથ નાંખી કહ્યું કે "મારી પ્રિય સુંદરી."

"તમે જાણતા નથી જહાંપનાહ," ગભરાટના ચમકાટમાં **મોતી** પોકારી ઉઠી, "આજે મારી પ્રિય સખી **મણિ** મળવા આવી છે, અને તે વળી ઘણી અગત્યની વાતચીતમાટે?"

"ક્યાં છે?" નવાબે પૂછ્યું; "મને તે સુંદર આંખવાળી કંઈ જણાતી નથી."

"આ રહી" **મોતી**એ જવાબ દીધો ને પોતે બાજુએ ખસી ગઈ કે નવાબ શરમાઈ ગયો તે કોચ પાસેથી પાછો હઠ્યો.

"સુંદરી, મારી ભૂલ થઈ છે," નવાબ નમ્ર અવાજે બોલ્યો: "જો મને માલમ હોત કે તમો અગત્યના કાર્યમાટે ને સખીભાવ બતાવવા માટે અત્રે બેઠાં છો તો હું આવવાની હીંમત કરત નહિ."

"પ્રિય, તમો પધાર્યા તો શી અડચણ છે? તમારી હાજરી અહીં-આં જરૂરની છે. તમે ભલે પધાર્યા!" **મોતી**એ આવકારયુક્ત વચનથી ઉમેરણી કીધી–કે જે લગાર હમણા સુધી ગભરાટમાં હતી: "જે કામ અગત્યનું છે તે અમારાથી બનશે નહિ, અમે તો નાજુક કળીઓ છિયે," ઘણા મીઠા અવાજ ને મોહક દૃષ્ટિથી જોઇને તેણી બોલી.

"ત્યારે તો બેસ, **મોતી**," પોતાનો હાથ મોતીના હાથમાં આપી ધીમેસથી કોઇ ન દેખે તેમ ચાંપી બોલ્યો: "**મણિ**ની આગતાસ્વાગતા કર ને પછી આવજે." આમ બોલીને જેવા જોસ્સામાં નવાબ આવ્યો હતો તેવા જોસ્સામાં પાછો ચાલ્યો ગયો; ને જ્યાં સુધી બારણાં બંધ થવાનો અવાજ ન સંભળાયો ત્યાં સુધી **મણિ** તેને જોવાની હીમત કરી શકી નહિ.

"ખરી તક આપણે ગુમાવી" બેગમ બોલી, "અને ગભરાટમાં જે કંઇ કરવાનું હતું તે ભૂલી ગઇ. મારી એ મોટી ભૂલ થઇ, જો એઓ અત્રે બિરાજ્યા હોત તો છૂટથી સઘળી વાત કરી શકત; અને મને ખાત્રી છે, કે આપણા બંનેના કહેવાથી એમના દીલમાં સારી અસર કરી શકત-તો પણ, હજી જો આપણે હમણાજ જઇશું તો એઓ બેઠાજ હશે, અને એકાદ ગાયન ગાઇને ખુશ કરી સઘળો ઇતિહાસ અથઈતિ કહી સંભળાવીશ; ને એમની મરજીથી તને બોલાવીશ. મણિ થોડો સમય તું અહીંઆં બેસશે ?"

"ઘણી ખુશીથી" મણિએ પોતાના મનમાંથી દહેશત કહાડી નાંખી, મીઠા મનમોહક અવાજે કહ્યું,—અગરજો એકલા બેસવાની મરજી તેની હતી નહિ; "નવાબ હવે તમારૂં સાંભળવાને તૈયાર રહેશે !—તે માટે હવે મને શક રહે છે!"

"મારી મજાક ન કર" મોતી બોલી: "હું ઘણી મૃદુ છું ને મારાથી જેમ પાછું જલદી અવાય તેમ પેરવી કરીશ અથવા વિતકવાતો કહેવા-વાસ્તે તનેજ બોલાવીશ,—તે નામદાર એક બહેન તરીકે તને ચાહે છે. ખાત્રી રાખ કે તે એક ઉત્તમ પુરુષ છે—તે કદી પણ ગેરવર્તણુકે વર્તે તેવો નથી."

"તો અતિ રૂડું" ઘણા સંતોષથી મણિએ કહ્યું; તું જા અને પાછી વહેલી આવીને મળ."

"જનાનામાં મને ઘણો વિલંબ લાગશે નહિ." ફરીથી મોતીએ કહ્યું: "જો મને વિલંબ લાગે તો તું ઉતાવળી થતો નહિ, અતિ ત્વરાએ હું આવીશ:" ઘણે આનંદી ચહેરે મોતી પાછું વળી જોતી જોતી ચાલી ગઇ.

એક કલાક વહી ગયો, બરાબર બારપર બે—વાગ્યા: તોપણ બેગમ પાછી ફરી નહિ. ત્રણ ચાર ને પાંચ. પ્રાતઃકાળ થયો ને કાગડા કા કાનો કાન ફોડતો અવાજ કહાડવા લાગ્યા પણ મોતી આવી નહિ. રાહ જોઇને મણિ ઊઠીને નિરાશ થઇ. તેણે જાણ્યું કે મારો શ્રમ અકારથ ગયો. તુરત બારણું ઉઘડયું ને ખોજો આવી હાજર થયો. "મારો માફો તૈયાર છે?" મણિએ પ્રશ્ન પૂછયો. "જનાબકા કયા હુકમ હૈ, ગુલામ ઓ બજાલાને મેં કુછ દેર કરનેવાલા નહિ, દેર હોવે તો શિર ગીરાદેના." "તું જઇને માફો તૈયાર કરાવ હું હેઠળ આવું છું." "બ્હોત અચ્છા જનાબ:" બોલી ખોજો પાછો ફર્યો—અને મણિ તેની પછાડી ક્ષણેક રહીને હેઠળ ઉતરી પડી.

---

# પ્રકરણ ૯ મું.

## બેરાગી.

"ગુરુજી મહારાજ, જો આપ ફરમાવો ઓ બજાનેમેં આપકા ચેલા તત્પર હે;" નાના ચેલાએ પોતાના વૃદ્ધ ગુરુને પગે પડીને પૂછયું: "મેં જાનતા હું મહારાજ, આજ અપન દોનોં શેહેરમેં સાથ ઘુસકર ભિક્ષા મંગ લાવે."

"હાં, બચ્ચા તું બડા કમજાત હે, હમેરી તું કયા સેવા ચાકરી કરનેવાલા હે! હમ હમારે ગુરુકેવાસ્તે દસદસ રોજતક ઉપવાસ કીયા હે, ઔર તું તેરી સાથ હમકું ભિક્ષા મંગનેકું લે જાતા હે. જા બેઠ, તેરી આજ કુછ દરકાર નહિ હે. હમ ઔર યે દુસરે બેરાગી આજ ભિક્ષા લેનેકું જાયગા."

ચેલાએ જાણ્યું કે આજે તો પીડામાંથી મુક્ત થયા ને તેથી તેનો જીવ ઘણો ખુશ થઇ ગયો. પેલો છોટો બેરાગી મનમાં મગ્ન થતો હતો કે આજે મહારાજે બડી તાલ લગાવી દીધી અને મહારાજના મનમાં શું શું ચાલતું હતું તે તેણે બરાબર જાણ્યું—એમ કહો કે તેણે બરાબર જોયું: પણ પોતાની છળતાથી, તણે કહ્યું કે, "આપકે કહેનેમેં બેશક કુછભી સંદેહ નહિ હે મુનિરાજ. લેકીન હમ જાનતે, અભી અપને ઊઠના ચહિયે, ઔર નગરમેં દેખના ચહિયે કે કયા કયા નયી નયી ચીઝાં હે: અપનકું ભિક્ષા લેનેકું જાના ઉસમે કયા બડી ચીઝ હે, મેંને મેરા ગુરુકી પગચંપી કરનેમેં બારા બરસ તક ન રાત ન દિવસ ફીર કર દેખા હે."

"જલ્દ ચલો;" બોલી બેરાગી પોતાના ખાંધાપર ઝોળી ભેરવીને ઊઠયો, ને "**નારાયણ**"ની બૂમ મારી. બંને જણ શેહેર ભણી ચાલ્યા. છોટા બેરાગીએ મોટાને કાનમાં પૂછયું કે "મારી રીતભાત—વર્તણુક એવી તો નથી કે કોઇ મને પીછાની શકે? મોટાએ શીખામણ આપી કે તારે તો મૌન્ય ધારણ કરવું. કોઇ પૂછે તો જવાબ પણ ન આપવો.

આઠ કલાક થઇ ગયા હતા ને દરેક માણસ પોતપોતાને ધંધે વળગી ગયા હતા. "**નારાયણ હરે:**"ની બૂમ મારતા મારતા મોહોલ્લા ને શેરીઓ ખુંદતાખુંદતા બંને પ્રપંચી ચારેગમ ફરી વળ્યા. જે મોહોલ્લામાં જાય ત્યાંની રચના ને રીતભાત ને ખણુણુ ખણુણુ નાણાંનો અવાજ સાંભળીને મરાઠાની તો છાતીજ બંધ થઇ. **નાણાવટ**માં જે નાણાંની ઉથલપાથલ થતી ને જે દોડધામ થતી તેમાંથી બંને **બેરાગીને** પસાર થવું ભારે થઇ પડયું. અંગરેજોની પેઢીનો વેપાર ધમધોકાર ચાલતો હતો. ને ત્યાંની

દોડાદોડી પણ ભારે હતી. મરાઠાએ મનમાંજ ગાંઠ બાંધી કે જો એ બે જમોજ હાથમાં આવે તો બસ, **શિવાજી**નો દહાડો સિકંદર થતાં વાર લાગે નહિ. **પોર્ટુગીઝ** ને **ફ્રેન્ચોની** લાતીમાં પણ પૈસાની ઉથલપાથલ થોડી નહતી. મરાઠાની લાગણી તો ત્યાં એટલી બધી ઉભરાઈ આવી કે વચે વચે કંઇ કંઇ બોલી ઊઠતો, પણ બાવાજી તેને વારી રાખતા—ને કહેતા કે જો પકડાયા તો ઘડીના છઠ્ઠા ભાગમાં હલાલખોરને સ્વાધીન થઇ જઇશું. મરદ ને સ્ત્રીઓની રહેણી ને ઉદ્યોગ જોતાં-તેમનો રૂમઝુમ થતો અવાજ સાંભળતાં બેરાગીનો વેશ લીધા છતાં મરાઠાથી તેમની સામા ત્રાંસી નજર નાંખ્યા વગર રહેવાતું નહિ.

ઘણું કરીને પૂર્વ કાળથીજ ચાલ્યું આવ્યું છે કે જગત્માં જે વેરાગી થાય છે તેમાં ખરા વૈરાગ્યના કારણથી થએલા ઘણા થોડાજ હોય છે. કોઈ ઘર કુટુંબના કલેશથી, કોઇ સ્ત્રીના વિરહથી, કોઇ ઘણા કારી ઘા લાગવાથી ને કોઇ ધનની પ્રાપ્તિ બરાબર ન થવાથી સંસારનો ત્યાગ કરે છે. તેઓની વૃત્તિતો જેમાં હોય તેમાંથી ખસતી નથી ને ત્યાગી છતે કંઇ પણ દરકાર વગર સ્ત્રીધનથી મોહ પામે છે. ત્યારે સર્વ કોઇ તેમને તિરસ્કારની નજરથી જોય છે. ત્યાગ ધરવો તેનો મૂળ હેતુ તો જગત્ના પદાર્થોમાં જે મમતા બંધાઈ ગઇ છે. તે પદાર્થોના નિરંતર સહવાસથી તે મમતા અત્યંત દૃઢ થતી જાય છે અને જેમ મમતાની દૃઢતા તેમ બ્રહ્મજ્ઞાનથી વિમુખતાની વૃધ્ધિ થાય માટે પદાર્થનો સંગ છૂટવાથી જે જગત્ના પદાર્થપર વૈરાગ્ય કરવો છે તે થવામાં સહેલાઇ થાય અને વૈરાગ્યની દૃઢતાથી બ્રહ્મમાં ચિત્ત લાગી તે દ્વારા મોક્ષ પમાય એ છે—તેને બદલે માયા છોડી માયાને વળગતા જાય છે, તેનું કારણ તેઓએ માત્ર દેખીતોજ માયાનો ત્યાગ કર્યો છે પણ મન થી કર્યો નથી. અને માનસિક ત્યાગ એજ મુખ્ય વૈરાગ્યનું સાધન છે. જે ઉપરથી ત્યાગ કરે છે પણ મનથી કરતા નથી તેઓ મિથ્યાચારી કહેવાય છે. **ગીતા**માં પણ શ્રીભગવાને કહ્યું છેઃ-

कर्मेन्द्रियाणि संयम्य यआस्ते मनसा स्मरन् ।

इन्द्रियार्थान् विमूढात्मा मिथ्याचारःसउच्यते ॥ અ૦ ૩ શ્લો-૬

જે પુરૂષ વાક્, હાથ, પગ, પાયુ અને ઉપસ્થ એ કર્મેંદ્રિયોનું સંયમન એટલે નિગ્રહ કરીને એ ઈંદ્રિયોના વિષયોનું મનથી સ્મરણ કરતો રહે છે તે વિમૂઢ (મૂઢોમાં પણ ચઢિયાતો) મિથ્યાચારી કહેવાય છે.

તેઓ નહિ ઈહલોકના કે નહિ પરલોકના-એમ ધોબીનો બળદ નહિ ઘરનો ને નહિ ઘાટનો તેમ રઝળી મરે છે.

મરાઠા બેરાગીની આવી વૃત્તિથી તેને જ્યારે ધન ને સ્ત્રી બંનેનાં દર્શન થયાં ત્યારે તે મિથ્યાચારી કેમ તાકીને ન જૂએ? તેની મૂળની વૃત્તિજ એ બાજુએ ઢળેલી તેને બીજું કંઇ સુઝેજ નહિ. એ રાજ્યની બાંધણી ઘણું કરીને વિષયમાં વધારે આસક્તિ ભરેલી હોય છે. જો બહિરજી શેહેર ચર્ચા જોવાને ન આવ્યો હોત અથવા એ રાજ્ય મરાઠાનું હોત તો જે જે સુંદર નાગરણોને તેણે જોઈ હતી તેમાંથી ગમે તેવા બલાત્કારે–જોખમે–કોણ જાણે કેટલીને ઉંચકી લઇ ગયો હોત. મુસલમાનના રાજ્યમાં પણ એમજ હતું. પણ હમણાનો નવાબ ગ્યાસુદીનરૂમી કેટલેક પ્રકારે ઘણો સારો હતો તેથી લુચ્ચાલફંગાઓનું ઝાઝું ફાવતું નહિ. સ્ત્રીઓની લાજ લૂટનારા એ લુચ્ચાઓને નવાબે બાંધી મરાવ્યા હતા ને જોકે તે સમે લોકોએ એ નીતિને નિંદી હતી તોપણ હમણા તેનાં બહુ વખાણ થતાં હતાં.

બહિરજીને બેરાગી બંનેજણ નવ કલાકના ફરતા ફરતા સાંઝના ચાર કલાકે ગોપીપુરામાં આવી પહોંચ્યા. ત્યાં વાણિયાઓની ન્યાત જમતી હતી. જુવાનથી તે ઘરડાં સુધી—સ્ત્રી, પુરુષ ને બાળક સર્વે અનેક પ્રકારનાં ઘરેણાં ગાંઠાં પહેરીને આવેલાં હતાં, તે જોઇને બહિરજીની હબકી ફાટી ગઇ. તે તો એમજ વિચારવા લાગ્યો કે આ સ્વર્ગ છે કે મૃત્યુલોક છે; ને આ સ્ત્રીઓ તે રંભા ને ઉર્વશિની સખીઓ તો નથી? તે એકદમ પોકારી ઊઠયો કે "મહારાજ હવે તો ચાલો. આ સ્વર્ગલોકમાં રહેવાની જગ્યા આપણે માટે નથી," ને બેરાગીએ એકદમ એક તમાચો લગાવ્યો નહિ યાં સુધી તે બકયોજ જતો હતો કે "અરે! શિવાજીનાં ભાગ્ય તો હવે નક્કી ફર્યાંજ." પકડાઇ આવવાની બીકથી બંનો જણ એકદમ પાછા ફર્યા. આત્મારામ ભૂખણના શેરીમાં પેઠા કે ઠેઠ ત્રીજી અટારીપર બેઠેલી એક ચંચળ તીવ્ર નેણવાળી સ્ત્રીના ઉપર બંનો જણની નજર પડી. "માઇ કૂછ દેયગી?" આમ સવાલ નાંખ્યો. તે બાઈ ચમકી; પણ છાતી કઠણ કરી "મહારાજ ઉભા રહેજો" એમ બોલી તે નીચે ઊતરી બંનોને ઓળખી ભોજનમાટે બોલાવ્યા. બહિરજીની છાતી તો ધડક ધડક થાય; તેનાથી નીચેથી ઉંચું ન જોવાય; તેણે જાણ્યું કે હવે નક્કી પકડાઇ જઇશું; પણ બાવાજીએ તો એવા ઘણા પ્રસંગો જોયલા એટલે તેમને કશો ડર લાગ્યો નહિ. બેધડક તે, બાઈના બોલાવ્યાથી ઘરમાં ગયો ને બહિરને સાથે લીધો. બાઇયે બંનોને આસન આપી બેસાડી ભોજન લાવી મૂકયું; અને જણાવ્યું કે, "મારો એવો નીમ છે કે કોઈ પણ અતિથિ અભ્યાગતને જમાડયા વગર કદી અન્ન તો શું પણ પાણીએ ન પીવું. આજે કમનસીબથી કોઇ

પણ અભ્યાગત પ્રાતઃકાળથી તે અત્યાર સુધી આવ્યો નથી, પણ એટલામાં આપનાં પવિત્ર પગલાં થયાં ને હું કૃતાર્થ થઇ. આપના જેવા પૂજ્ય મહા પુરુષ, આ જે ધર્યું છે તે આરોગો ને હમેશાં અત્રે પધારવાની કૃપા કરવી. "બેરાગી બોલ્યો" બાઇ, હમ રમતે રામ, હમકું કીસકી પરવાહ હે? હમ કીસીકા અન્ન જમતે નહિ. સ્વયંપાકજ કરતે. ઇચ્છા હોય તો કૂછે દે નહિતર હમ હમારે રસ્તે લગેગા. કૂછ બડીબાઈ—કલ્યાણકારી જાનકર સવાલ દાલા હે, તેરી મરજી ચાહે તો સુન, મત સુન જેસી તેરી ઇચ્છા." "નહિ મહારાજ આપે તો એ પ્રસાદ આરોગી મને કૃતાર્થ કરવી જરૂરની છે."—અતિ નમ્ર વેણે બાઈએ કહ્યું; "આપ શેહેરમાં કેટલા દિવસ રહેશો?" બહિરજી, જે આ સ્ત્રીની બોલવાની લાવણ્યતા ને સૌંદર્યતાથી મોહ પામી ગયો હતો તેજ, વાત કરવાનો પ્રસંગ મળ્યો જાણી એકદમ બોલી ઉઠયો. "હમ તો કલ એ શેહેર છોડકર ચલનેકા ઇરાદા રખતા, ઓર કલ્યાણી જાયગા, વહાં હમેરા રાજા શિ—" આ વાકય પૂરું ન થાય તેટલામાં તો બેરાગીએ બે ત્રણ લાત મરાઠાને જડી કહાડી; ને તેનો અતિસેં તિરસ્કાર કરતાં તેનો જોરથી હાથ પકડીને ઘસડી દરવાજા સુધી ખેંચી ગયો. બહિરજીને પણ હવે ભ્રાંતિ આવી કે મારી મૂર્ખાઇથી ઘાણુ બગડયો છે. દરવાજાપરથી તેઓ એકદમ ઉભે પગે ઝડપથી ચાલ્યા. બેરાગી કરતાં બહિરજીને ઘણી દહેશત હતી; કેમકે તે પકડાય તો સૌથી વિશેષ શિક્ષા તેનેજ મળે.

વાંચનારે આપણી મણિને પિછાની હશે. મોતી બેગમની અજબ રીતની વર્તણુકનો તે વિચાર કરતી હતી, અને નવાબની આવી ચાલચલગતથી શેહેરનો નાશ જરૂર થશે એમ તે ધારતી હતી. મોતી બેગમનો કંઇ પણ પત્ર તેને મળ્યો હતો નહિ; કે તેણે શું કરવા ધાર્યું છે. તે માલમ કેમ પડે એ વિચારમાં ને વિચારમાં તેણે કંઈ બપોરનું ભોજન પણ કીધું નહતું. બાહરજીને બાવાજીની તપાસ પૂરેપૂરી કરવામાટે, અને તેમનાં મોંથીજ કંઈ વિશેષ જાણવા માટે બંનો વેરાગીને જમવા બોલાવ્યા. પણ રસપર આવેલી વાતનો ભંગ આમ સહજમાં થઇ ગયો, ત્યારે તે ઘણી વિસ્મય પામી. તે ધીમે ધીમે દરવાજા લગણ ગઈ ને બાવાજીને પાછા તેડી લાવવાનેમાટે દેવડીપરના સીપાઇને વરદી દીધી; પણ બંનો જણ એટલા તો ઝડપથી ચાલ્યા ગયા કે સીપાઇ તેમને પકડી શકયો નહિ.

દીવામાં બત્તી પડે તે પેહેલાં બંનો વેરાગી હનુમાનની જગ્યામાં ભૂખ્યાડાંસ થયલા આવી પહોંચ્યા. રસ્તામાં બંનેમાંથી એક પણ શખસ એક પણ શબ્દ બોલ્યો નહોતો; તેથી મઢુલીમાં પેસતાંની સાથે બાવાજીએ એકદમ ગાળોનો વરસાદ બહિરજીપર વરસાવ્યો.

"અબે કુત્તકા લડકા" ગુસ્સામાં બાવાજીએ **બહિરજી**ના તરફ થુંકીને કહ્યું: "તુને કયા કિયા. તુઝે માલમ હે કે એ રંડી કયા કરેગી ? અબ તેરા ઓર મેરા આ રહા હે. તેરી ઘોડી તૈયાર કર, ઓર અબીકા અબ્બી ભાગના ચહિયે. એ લડકી, તું પિછાનતા હે કે કોન હે? એ બડી ચબરાક ચંચળ જાત હે. નવાબકી બેગમકા સખી હે, એ અબ જાયગી ઓર સબ હકીકત કહેગી, ઓર તેરા ઓર મેરા શીર કટવાયગી. તુને અમેરી રોટી ખાઇ, ઓર હરામ હરામ કી. ભાગ, અબ તેરા ઓર મેરા દુસરા માર્ગ નહિ હે. કમબખ્ત! તેરે ખાતર હમકું હમેરી મઢુલી છોડની પડેગી. ચંડાલ, તુઝે કયા માલમ હે કે મલેછકા રાજમેં કયા ગઝબ હોતા હે?"

"ક્ષમા, ક્ષમા," **બહિરજી** પગે પડી બોલ્યો: "મેં ઘણો અઝીમ ગુન્હો કીધો છે. હું ગુન્હેગાર છું મહારાજ ચાહે તે કહો; હું તમારો તાબેદાર છું. તમારા ને મારા પોતાના નાશનેમાટે મેં કંઇ પણ વિચાર કીધો નહિ. હુ તે સ્ત્રીના હાવભાવ ને લટકાથી મોહી ગયો. મહારાજ તમે પણ તેનાપર ફીદા થયા હશો. તેના જેવી સૌંદર્યવાન્ સ્ત્રી તો અમારા આખા મહારાષ્ટ્રમાં નથી. ને તેવી સુંદરીને જોતાં હું ભ્રાંત ચિત્ત થાઉં તેમાં આશ્ચર્ય જેવું કશું નથી."

"અહા! ઐસા! ઐસા હૈ! તું ગધીકા લડકા!" પોતાના પંથને નામોશી લાગે તેવું આચરણ જોઇને ક્રોધમાં બેરાગી મોટી બૂમ પાડી ઊઠયો–એ પોતે ઘણો નિખાલસ હતો તેથી તેમજ સંતવૃત્તિ તરીકે અને ધર્મની મહત્તામાટે, એને પોતાને માયિક વસ્તુની કશી પણ દરકાર નહોતી. તેણે **બહિર**ને અચ્છી શિક્ષા પ્રથમ આપી હતી કે–આ વર્તણુકથીજ હમેશા વર્તજે: કે કદી પણ ધન જોઇને મોહ પામવાનાં ચિન્હ બતાવતો નહિ; ને કદી પણ સ્ત્રીની તરફ તિરસ્કારની દૃષ્ટી વગર જોતો નહિ,–જો કે તારી વૃત્તિ ઉલટી હોય તોપણ–"એ હરામજાદા! તુને મેરા કહેના સુના નહિ ઇતનાંહી નહિ, પરંતુ મેરા ઓર તેરા શિર કટવાનેકા રસ્તા લીયા! ઓર જો બેરાગીકે ઘરમેં ખાયા, ઉસકા પણ શિર કટવાનેકા રસ્તા લીયા! તેરા **રામદાસ** સ્વામીને એસા બોધ દિયા હે? તુજકો સેતાનને ફસાયા કે ભૂતને ઘેરા થા. એ બડી ચંચલ જાત ઓર તું તો સહજ બોલા, લેકીન એ તો બડી ખબરદારીસે તેરે સામને દેખતીથી. ઉસસે મુઝે માલુમ હોતા હે કે નવાબકી ફોજ આકર તુઝે ઓર મુઝે અબી મુસકાટાટ કરકે લે જાયગી."

"મા બાપ, મને બચાવો." ઘણા ધ્રૂજતા અવાજે નાયક બોલ્યો, કેમકે જે મોટી મોટી આશાના ખ્યાલમાં કિલ્લા બાંધ્યા હતા, તે તો જોતજોતામાં ગગડા પડેલા હવે એને દેખાયા: "શું હું એક નિર્દોષ એમને એમ માર્યો

જઇશ ! મારો રક્ષણકર્ત્તા ઘણો દૂર છે, અહીંઆ મારો રક્ષક હમણા કોઇ નથી. માત્ર ઈશ્વર ને ઓ મહારાજ તમેજ છો. હું એક બ્રાહ્મણ છું ને મારી રોટલી ભિક્ષા માંગીને પેદા કરૂં છું, ને મને આશા છે કે બ્રાહ્મણને કોઇ પણ હેરાન કરશે નહિ ! કોઈપણ હિંદુ બ્રાહ્મણ તરફ માનથી જોયછે ને હું બ્રાહ્મણને મ-રતો, એક દૂરની વિક્રાલ ભૂમિમાં, તમે કોમલ મનવાળા જોશો નહિ. એક દૂતના કાર્યમાં મારા જેવો ગાફેલ માણસ ન જોઈયે, ને હવે હું કદી પણ એવા કાર્યમાં ભાગ લઇશ નહિ."—એમ બોલી પોતાના કાન ચીમટાવ્યા ને ઉંચા હાથ કરીને **ઈશ્વર**ની પ્રાર્થના કરવાનું ડોળ ઘાલ્યું: "મને બચાવ. ઓ જગન્નિયંતા પરમ પ્રભુ પરમાત્મા, માત્ર તારો ને **રામદાસ** સ્વામીનોજ મારે આશરો છે. આ આર્યભૂમિમાંથી સઘળા મ્લેચ્છોને કહાડવાની જે કમ્મર **શિવાજી** મહારાજે કસી છે તેમાં તું સહાય નહિ થશે તો કોણ થશે?" પછી હનુમંતના દેવાલય તરફ નજર કરી બજરંગની સહાયતા માંગી ને લગાર ઠંડો પડી બોલ્યો:—"પરદેશીની ભૂમિમાં રીતભાત ને ભાષાથી અણજાણ હું છું ને મહારાજ, તમારા શિવાય મને બીજાનો આશરો નથી. તમારા પગની રજછું—તમારો ગુલામ છું—મારૂં રક્ષણ કરશો તો તમને ભૂલીશ નહિ."—

"અબ કયા કરના હે?" મહારાજે નરમાસ ભરેલી વાણીથી પૂછયું:—"ઈધર રહેના સલામતી ભરેલા નહિ હે. ઈધરસે તો અબકાઅબ જરૂર જાના ચહિયે."

"હવે તો મરાઠાની છાવણીમાં જઇ પડવાની ઘણી અગત્ય છે ! ત્યાંજ આપણું રક્ષણ થશે ને ત્યાંજ સલામત રહીશું. જો અધવચ આપણે પકડાયા તો મૂવેજ છુટકો છે;"—નાયકે હીંમત રાખીને જવાબ દીધો.

"સત્ય હે" મહારાજે કહ્યું:—"તેરી પાસ અચ્છી ઘોડી હે ઔર બહોત ત્વરાસેં ઓ ચલનેવાલી હે; મેરે બાસ્તે અબ બહોત અચ્છા ઘોડા"—

એ વાકય પૂરૂં નહિ થયું તેવામાં **બહિરજી**નો એક સાથી ત્યાં આવી પહોંચ્યો. **બહિરજી**એ બાવાજીના કહેવાનો મર્મ સમજી લીધો હતો તેથી પોતાના સાથીનો ઘોડો માગ્યો. તેણે તુરતજ પોતાનો ઘોડો હાજર હતો તે આપવાની હા કહી. **બહિરજી** પાસે ખાવાનું તૈયાર હતું તે બંનો જણે ખાઈ લીધું અને બાવાએ પોતાના ચેલાને બોલાવીને સમજાવ્યું કે **પંઢરપુર**ની જાત્રા જવાની છે માટે જયાં સુધી હું આવું નહિ ત્યાં સુધી આ હનુમંતની સેવા કરજે. મઢુલી તપાસજે, કમ્મર કસી દઇ, ઘોડાપર સાજ સજી ચંદ્રના ઉગવા પહેલાં બનો જણે પોતાના તેજીને દક્ષિણ દિશાએ જવા માટે છૂટી લગામે એ-કદમ છોડી મૂકયા—ને રાત્રિની ઠંડીમાં કલાકે પાંચ ગાઉની ચાલથી ઘોડાઓ વધ્યા ગયા.

# પ્રકરણ ૧૦ મું.

## ઘેરો.

પાંચમી જાનેવારીની સમીસાંજના સાડાપાંચ થયા હતા. બાદશાહી મહેલોમાં દીવા સળગ્યા હતા. દિવાનખાનામાં **ગ્યાસુદ્દીન રૂમી**-હંમેશના પોતાના ઠાઠમાઠ કરતાં વધારેનો જમાવ કરી એક મોટી ખુરસીપર બિરાજ્યો હતો. ડાબી બાજુએ **મોતી** બેગમ કંઇક દિલગીરી ભરેલે ચહેરે બેઠી હતી. આસરે એક ડજન મેજબાનો ટેબલપર મૂકેલી હુક્કાની ગુડગુડી ખેંચતા હતા ને **ગ્યાસુદ્દીન**નાં વખાણપર વખાણ બોલતા હતા. બે બહાદુર જમાદારો નવાબની બંનો બાજુએ નાગી તરવારે ઉભેલા હતા અને કંઇ ખુશ નીશો કરવાનું પેય (પીવાનો પદાર્થ) ખોજાએ ટેબલપર લાવીને મૂકયું. દરેકના ગ્લાસમાં આ લાલ રંગની કેફી વસ્તુ રેડવામાં આવી ને દરેક જણ તે મોટા ઉમંગથી ઊઠાવી નવાબની સલામતી ચાહી પી ગયા. માત્ર બેગમ ને તેની લોંડી વગર બીજા સર્વેએ તેમાં ભાગ લીધો. **મોતી** બેગમે જમણી બાજુએ બેઠેલા નવાબના વજીર તરફ નજર કીધી—અને તેના મોતીયા મરી ગયા—તેણે જાણ્યું કે મારા ઉપર કંઇ કરડી નજર છે. પણ **મોતી**ની નજર તો માત્ર સહજજ હતી. તથાપિ જે ચોર હોય તે સૌને ચોર દેખે. વજીર જાતે ખંધો અને સૌને પીડાકારી હતો ને બેગમ જાણતી હતી, ને ઘણીવાર તે વિષે સતાવ્યો હતો તે ભયથી વજીર ધ્રૂજ્યો હતો. એટલું જ નહિ પણ એ કરતાં એ વધારે પાપ આ કમજાત માણસના દિલમાં ભરેલું હતું. ઘણા ઘણા પ્રકારના તે કાવાદાવા કરતો અને અનેક સ્ત્રીઓની નીતિ તોડવામાં ને લાજ લેવામાં મહાઅ ઘોર પાપી બન્યો હતો. તે બેગમ સાથે કંઇ બોલવા જાય તેટલામાં તો બે માણસો દિવાનખાનામાં ધસ્યાં આવ્યા. વજીરને નીચા નમી સલામ કરી તેના કાનમાં કંઇ કહી પાછા વળતાં સલામ કરી ચાલ્યા ગયા. **મોતી**ને કંઇક શક પડયો ખરો, પણ તેણે તે ચહેરાપર બતાવ્યો નહિ. તે તુરત ઉઠી પોતાના ઓરડામાં ગઇ ને સીસોટી વગાડી. પલકમાં બે માણુસ આવીપહોંચ્યા ને તેમને વજીર સાથે વાત કરનાર માણસોને પકડીને એકદમ કેદ કરવાનો હુકમ આપ્યો—પાછી તે દિવાનખાનામાં આવી. ત્યાં આવીને એ જોય છે તો વજીર પોતાની જગ્યાએ હતો નહિ. તેણી ચેતી ગઇ કે કંઇ પણ કાવતરું છે—તેથી પોતાના ખાસ પાસબાનને વજીરની ચર્યા જોવા મોકલ્યો—અને નવાબ તરફ નજર કીધી તો તે તદન બેશુદ્ધિમાં હતો. જાતે કંઈપણ ભય વગરની છતાં આવા બારીક વખતમાં, ઘણી ગભરાઈ, પણ પોતાની લોંડીપર વિશ્વાસ મૂકીને કહ્યું કે "બહેન, જો કે મારો ખાવિંદ આજે નીશામાં બેભાન જેવો થયો છે, પણ તેને તું તપાસ.

હું આ સર્વ મેજબાનોને પાનગુલાબ આપીને રૂકસત આપું છું.” મુસલમાની રીત પ્રમાણે દાસીએ નમન કર્યું– ને તે વાત સ્વીકારી હોય તેમ મોંથી દર્શાવ્યું. **મોતીએ** સર્વ મેમાનોને પાનગુલાબ—અત્તર વગેરે છાંટીને રજા આપી.

પણ શેહેર બહાર આ વખતે જે બને છે તે આપણે તપાસીએ. ઘોડાનાં પગલાંનો ધબડધબડ થતો અવાજ અને પુષ્કળ ધૂળનો વંટોળીયો જણાતો હતો. કડીંગ કડીંગ કરતા ઘડીયાળમાં ૭ વાગ્યા. લોકોમાં તે અવાજ એક રીતે એવો તો ભયંકર થઇ પડયો કે સૌ પોતપોતાની સાવચેતીમાં પડયા. ભય ઘણું મોટું હતું અને બાપને દીકરાની ફીકર કરવાનો સમય નહતો. ધડાધડ ઘરોનાં બારણાં દેવાવા લાગ્યાં—ને તેપર મોટી ભારે ભુંગળો નાંખવામાં આવી. કંઇક લોકો દોડધામ કરીને પોતાના બચાવ માટે હથિયાર લેવા ગયા; નાણાવટીઓએ પોતાના બચાવમાટે અંગરેજની કોઠી ભણીનો રસ્તો લીધો; ગરીબ ગુરબાઓ જમીન ખોદી ધનમાલ દાટવા મંડયા; ને કેટલાક તીસમારખાંઓ બોલવા લાગ્યા કે “હમ નવાબ કે બચ્ચેકું કોન લૂટનેવાલા કાફ્ર હૈ,” તે વિચારથી પાંચ પૈસાનો માલ હોય તે ખુલ્લો રાખવા લાગ્યા. શેહેર ને પરાંઓની ખડકીઓ બંધ થઇ ગઇ અને **બુરાનપુરી** વગેરે બારે ભાગળોના દરવાજા પણ બંધ થઇ ગયા. વિલંદાની ને અંગરેજની કોઠી આગળ સાહુકારોનો જમાવ એટલો થયો કે તલભાર જવાની જગ્યા નહોતી. સઘળા સાહુકારો કંઇપણ જો બને પોતાનો માલ એ કોઠીમાં રક્ષણ થાય તેમાટે મૂકવા તૈયાર હતા. કોઠીદાર અંગરેજ ને વિલંદા ઘણા ગુંચવાડામાં પડી ગયા. શું કરવું તે તેમને સુઝે નહિ. પહેલ વહેલાં તો સૌ સાહુકારોનો માલ લેવાને ના પાડી; પણ જ્યારે કેટલાકોને રડતા કકળતા જોયા એટલે દયા લાવી એક સરતે સઘળા વેપારીનો ધન—માલ લેવાને હા કહી—ને તે સરત એ કે:–કદાચિત **શિવાજીનું** લસ્કર સઘળો માલ લૂટી જાય તો તેના જોખમદાર અમે નહિ, જો માલ બચે તો સેંકડે દશ ટકા એમાંથી સચવામણીના કાપી લઇએ. મને કે કમને સર્વેએ વાત કબુલ કરી ને તેજ ક્ષણે આસરે એક કરોડ રૂપિયાનું જરિયાન તથા જવાહીર કોઠીમાં આવીને પડયું. વિલંદાની કોઠીમાં પણ તેવાજ પ્રકારે જોખમ રાખવામાં આવ્યું. આમ આખા શેહેરમાં મોટો હાહાકાર વર્તી ગયો. સૌ કોઇ પોતપોતાનાં બૈરાં છોકરાં સાથે ઘરમાં ભરાઇ બેઠા. રસ્તાપર થોડે થોડે સમયે માત્ર ઘોડાઓનાં પગલાં સંભળાતાં–તે વગર બીજો કંઇ અવાજ નહતો. રાતના ચંદ્રપર વાદળાં છવાઇ ગયાં હતાં ને તે પણ આવનારા ભયથી અપ્રસન્ન થયો હોય તેવો જણાતો હતો.

જેવા **શેહેર**ના દરવાજા બંધ થઇ ગયા તેવુંજ મરાઠાનું ઘોડેસ્વાર સૈન્ય આવતું જણાયું. ચપળ પગલાં ઉપાડતા હારદોર ઘોડા ચાલ્યા આવ્યા **ને દિલ્લી, સહરા, માન** ને **નવસારી**ના દરવાજા બહાર તેઓ ફરી વળ્યા. ઘણા કદાવર ઘોડાપર **શિવાજી** લૂટારાનો સરદાર હતો—તેની બાજુએ **બાહરજી, હરિપ્રસાદ**, ને બીજી બાજુએ **મોરો ત્રીમલ** ને **તાનાજી માલુસરે** હતા. શેહેરની નજીક આવતા ઘોડેસ્વાર લશ્કરને છ ભાગમાં વહેંચી નાંખ્યું ને દરેક ભાગ ઉપર બીજા કેટલાક સરદારો નીમ્યા. પાંચસો પાંચસો માણસની વ્યૂહ રચના થયા પછી બાકી રહેલું એક હજાર માણસ **શિવાજી** પોતાની સાથે લઈને નવાબના મહેલની બાજુએ આવ્યો. **બહિરજી** તથા **હરિપ્રસાદ** શેહેરનો વચલો ભાગ લૂટનારી ટુકડી સાથે હતા. જ્યાં રાતના નવ વાગ્યા કે તમામ લશ્કર શેહેરની આસપાસ ફરી વળ્યું.—ભય ને ત્રાસ સર્વત્ર પથરાઇ ગયો. નવાબના મહેલમાં પણ જેવું તેવું ભય નહોતું. ત્રણસો આરબ પઠાણોને ઉત્તમમાં ઉત્તમ શસ્ત્રો આપ્યાં. પૂર્વે કહી ગયા તેમ નવાબની સ્થિતિ અતિસેં બગડી ગઇ હતી. તેને પોતાના દેહનુ ભાન નહતું તો આવા બારીક સમયમાં તે લોકોનું સંરક્ષણ શી રીતે કરી શકે? તેથી **મોતી** ઘણી સાવચેત રહી ને પોતાના માથાપરનો બોજો કેટલો અસહ્ય છે તે વિચારી—સર્વ પ્રકારનું જોર એકઠું કરીને તેણે શેહેરનું રક્ષણ કરવાનો નક્કી ઠરાવ કીધો. સઘળા દરબારીઓ—જેઓ આવે સમયે કંઇ પણ સહાય આપી શકે તેમની એક મંડળી બોલાવી. રાત્રિના દશ વાગી ગયા હતા. ઘણા ફીકરમંદ ચેહેરાથી સાડાદશ કલાકે દશેક કારભારી આવી પહોંચ્યા. આદર સત્કાર આપવામાં એવે સમયે **મોતી** પાછી પડે તેમ નહતું. પોતે તદ્દન દૃઢ છે એમ બતાવતી તે ટેબલને મોખરે બિરાજી અને આસપાસ એક તરફ ચાર હિંદુ—બે નાગર ને બે કાયચ—અને બીજી તરફ પાંચ મુસલમાન અમીરો બિરાજ્યા.

સદ્‌ગુણી સ્ત્રીના ગૌરવની જે શોભા છે તે તેનામાં રહેલા કોઇ એક પ્રકારના પ્રેમની પ્રતિમા છે. સ્ત્રી સદ્‌ગુણની શરૂઆત ને અંત સર્વ—વાસ્તવિક રીતે પ્રેમમાં છે. પ્રેમનાં કાર્ય આદરવાનાં હોયછે ત્યારે સ્ત્રીઓ ઘણી સુખી દેખાય છે અને તે જો શુદ્ધ મન અને વિચિક્ષણ બુદ્ધિથી થઇ શકેતો તેની અપૂર્વ સ્તુતિ થાય છે. જ્યારે સ્ત્રીનો પ્રેમ કોઇ એકાદ બાજુએ ઢળે છે ત્યારે તે જગ્યા સ્વર્ગ તુલ્ય બને છે અને સ્ત્રીઓમાં જે જે પ્રેમની રચનાનો યંત્ર ગોઠવાયો છે તેથી તેઓને હાથે જે જે કાર્યો થાય છે તે સઘળાં ઘણાં અલૌકિક દબદબાવાળાં થાય છે. તેની વાણીમાં જે મીઠાશ, હરવા ફરવામાં જે લહેજત અને નજર નાખવામાં જે તીક્ષ્ણ શક્તિ છે, તેથી તે

એક મોટામાં મોટી પવિત્રતા કબુલ કરાવે છે. એવી છતાં જ્યારે તે દેશ સેવામાં ભક્તિભાવથી પ્રેમ બતાવે છે ત્યારે તે પ્રેમ કોઇપણ પ્રકારે તેની દિવ્ય શક્તિમાં ઉણું કરતો નથી. સુજ્ઞ સ્ત્રીઓને સ્વતંત્ર રીતે કામકાજ કરવામાં ભાગ આપવામાં આવે તો તે પોતાનું કામ ઘણી સારી રીતે કરી શકે, કેમકે તેનો પ્રેમ જે તરફ ઢળે છે તે તરફ કંઈ પણ ઓછપ રાખતો નથી. જો કે ઘણું કરીને પ્રાચીનકાળથી એમ કહેવાય છે કે "સ્ત્રીની મતી પગની પાનીએ," તો પણ કહેવું જોઇયે કે સ્ત્રીઓએ જે પ્રેમના આવેશમાં મોટાં કામો કીધાં છે તેના જેટલાં યશાળાં કામો પુરુષ ઘણે શ્રમે કરી શકયા છે. દરબાર મંડળમાં **મોતી** બેગમે ભાગ લીધો તે જાણીને વાંચનારા વિસ્મય પામશે. મુસલમાનો તો હમેશાં જનાનો સેવનારા છે તે આટલી છૂટ શી રીતે આપી શકે ? પણ **ગ્યાસુદ્દીન રૂમી** જાતે ઘણો છુટા વિચારનો સમજુ, અને દાનો હતો; ને તે જેટલો હતો તેના કરતાં વિશેષ તેની પત્નીએ તેને કીધો હતો. તથાપિ મુસલમાનોમાં જે આળસ ને મોજશોખના દુર્ગુણ હોય છે તેથી એ બાતલ નહોતો. પરંતુ સ્ત્રીને છૂટાપણું આપવામાં તે ઘણો અગાડી પડેલો હતો. ઘણી વેળાએ તેણે પોતાના દરબારીઓની મજાક કીધી હતી કે "જેનાં બૈરાં અંધારી કોટડીમાં રહેનારાં હોય તેનાં ફરજંદો પણ તેવાંજ બાયલાં થાય. સ્વતંત્રતાજ સર્વ સુખનું સાધન છે; તે પડતીમાંથી ચઢતીમાં લાવવાનો સુલભ માર્ગ છે; સ્વતંત્ર થયલાં સ્ત્રીપુરુષ પ્રેમમાં જે સુખ ભોગવે છે તેવું બીજા ભોગવવાને અશક્ત છે, ને તેના પુત્રો સ્વતંત્ર સુખના લહાવા લેવાને કેમ ભાગ્યવંત થાય ?" આવી છૂટથી **મોતી** બેગમને સર્વ પ્રકારની સ્વતંત્રતા મળી હતી. છચોક તે બહાર ફરવા નીકળતી હતી—જો કે આ રીવાજને કેટલાક અમીર ઉમરાવો ધિક્કરતા હતા, તો પણ નવાબની સામા બોલવાની હીમત કોની ચાલે ?

દરબારીઓ દશ મિનિટ સુધી અબોલ રહ્યા. કોઇએ પણ ચુપકીદી તોડવાની હીમત કીધી નહિ, અગરજો આ વખતે **નવાબ**ના સ્થાનક ઉપર એક સ્ત્રી બેઠી હતી.

"મારા દરબારીઓ," સઘળી શાંતિ તોડી નાંખી, શોક, ચિન્તા ને ભય મુખપર છવાઈ રહ્યા છતાં હીમતથી **મોતી** બોલી: "તમે જાણો છો કે આપણા નગર ઉપર આજે જે ભય છે તેનેમાટે મારી પૂરી સાવચેતી છતાં કમભાગ્યે તેમાં નિષ્ફળ થઇ અને એ ન ધારેલું સંકટ પ્રાપ્ત થયું છે; તો એનેમાટે આપણે શો બંદોબસ્ત કરવો તે તમો સૂચવશો."

"આપણે આપણા નગરનો બચાવ કોઇ પણ જોખમે કરવો,"

અમિર **નવશેઝે** પોતાના વૃદ્ધપણાના ડોળથી, ડાઢી હલાવતાં કહ્યું,–ઘણા દૃઢ ને પાકા વિચારથી–તે દરબાર મંડલમાં પહેલો સલાહકાર હતો.

તુરતજ નાગર દિવાન પોતાની ખુરસી લગાર પછાડી હતી તેને અગાડી લાવ્યો, ને ટેબલપર હાથ મૂકી બોલ્યો, "આપણા હાથમાં ઉપાય શું છે?"

"આપણી તરવાર તેજ આપણો ઉપાય, તમારે તોસાખાનાવાળાને પૈસા આપવાની વરદી આપવી, અમે અમારૂં કામ સારી રીતે સમજિયે છિયે," સૈન્યાધિપતિયે જવાબ દીધો.

"તોસાખાનામાં પૈસાજ ક્યાં છે? ત્રણ ત્રણ મહિનાના સીપાઇઓના પગાર ચઢી ગયા છે, તેથી તેઓ બમ પાડે છે;" કરડાકીમાં તોસાખાનાના ઉપરી બોલ્યો.

"જ્યાં સુધી **નવાબ** પોતાનો ખરચ ખુંટણ ઓછો કરે નહિ ત્યાં સુધી ને મારાં ધીરેલાં નાણાં મને આપવાનેમાટે પાકી જામીનગીરી મળે નહિ ત્યાં સુધી હું હવે એક પૈ પણ ધીરનારો નથી," એક નાગર સાહુકારે ટચકો માર્યો.

"આપણા લશ્કરની હાલત કોઈપણ રીતે સારી નથી, પઠાણ ને આરબ સીપાઇઓ નારાજ થયલા છે, તેથી આવે સમયે કોઈ પોતાનો જાન આપવાને તૈયાર થશે નહિ. મારો વિચાર તો એવો છે કે, જેમ બને તેમ આપણે આપણું પોતાનું રક્ષણ કરી, શેહેરને તેના પોતાના નસીબપર છોડી દેવું. **શિવાજી** જે કરવાના હશે તે કરશે. લોકો પોતાનું રક્ષણ જાતે કરી શકે તો કરે, નહિતર આપણે શું કરી શકીશું?" એક નાગરે પોતાનો વિચાર આપ્યો.

"ચૂપ, મૂર્ખ" પહેલા સલાહકારે ગુસ્સાના આવેશમાં તેને ધિક્કારી કહાડયો. "તું ચંડાળ છે, રાજદ્રોહી છે, તારો વિશ્વાસ કેવો? હું તને હમણા તારા રાજદ્રોહીપણાનું—"

અકસ્માત્ બારણું ઉઘડયું, ને બે માણસો એકદમ ધસ્યા આવ્યા. એક બેગમ સાહેબ પાસે ગયો ને બીજો બીજા સલાહકાર પાસે ગયો. બંનોએ જતા વારને ઉતાવળા ઉતાવળા મુંગે મોઢે ચિઠ્ઠીઓ આપી દીધી. આ બંનો જાસૂસો ઘણાજ હાંફતા હાંફતા આવેલા હતા, તેથી એમ લાગતું હતું કે, આ ચિઠ્ઠી ઘણી અગત્યની હશે. હતું પણ તેમજ. અહીંઆં આ રાજમંડળીને હાલ બેસાડી મૂકી આપણે એ શું હતું તે તપાસિયે.

પાછલા પ્રકરણમાં **બહિરજી** અને **બેરાગીને** **સુરત** છોડીને કલ્યાણ તરફ જતા આપણે જોયા હતા. **શિવાજીને** તેઓ જઇ મળ્યા ને ત્યાં

માન આપતાં ખુલાસો કીધોઃ—"કિલ્લામાંથી તમે બે જણ બહાર પડ્યા પછી મારા મનમાં તેમજ નવાબના મનમાં મોટી ચટપટ થવા માંડી. ને અમે અવશ્યે ધાર્યું કે અકસ્માત્‌થી તમે કોઈપણ સ્થળે ઘેરાઇ જશો. આથી હું ને નવાબ બંનો બીજી ગમના નદીપરના દરવાજામાંથી બહાર નીકળી પડયા, અને સામે પાર થઇને ખાડીમાં આવી ઉતર્યા. અહીંથી એક છુપા જાસૂસે ડચ લોકોની કોઠીમાં મળેલી સભામાં મને જવાની સૂચના આપી અને હું ત્યાં ગયો, પણ કર્મ સંજોગે નવાબને મારો સંબંધ તૂટી ગયો. તેઓ કોઇ બીજી બાજુએ ગયા છે તે આપણને આવી મળવા જોઇયે."

"શું નવાબ, મારો દિલોજાન બહાર મેદાન પડયો છે **નવરોઝ**? એ તો બહુ આશ્ચર્યની વાતો છે. જો એ મળીને આ સંહારમાં સામેલ થાય તો કેવું સારૂં? તેનું નામ ને અમર કીર્ત્તિ હમેશમાટે પ્રદીપ્ત રહેશે."

"મને સંપૂર્ણ આશા તો છે કે તે મોટો ભાગ લેવામાટે ઘણો જલદી આવી પહોંચશે." આમ બોલતાં દમ બાંધીને કૂચ કરતાં **બેગમપુરા** વટાવીને સ્વતંત્ર રાજ્યના યુધ્ધમાટે, ને શત્રુનો નાશ કરવામાટે શૂરા યોદ્ધાઓ નવાબના મહેલની લગભગ આવી પહોંચ્યા હતા.

અહીંઆ આવીને **નવરોઝ** અને **સુરલાલે** સૈન્યના બે વિભાગ પાડી દરેકને પોતાની સરદારી નીચે લીધા. સઘળાને જોઇયે તેવા પ્રકારે ઉત્તેજનના શબ્દોથી ઉશ્કેર્યા ને છેલ્લે **નવરોઝે** કહ્યું કે "આજનો દિવસ મરવાનો છે, જેમને ઘરબારના સુખની અભિલાષા હોય, જેઓને પોતાનો પાપી પ્રાણ પ્યારો હોય તે આ પ્રતાપી કર્મથી દૂર જાઓ! અમે પાંચ હઇશું તો બસ છે. દેશ રક્ષણમાટે મરવું એમાં શું છે? પોતાનાં બાળકોને **પીડા**માંથી બચાવવાં એમાં મોટાઇ નથી? પણ જે જવા તૈયાર થાય તેને યાદ રાખવું કે તે આજે સમરાંગણમાં કીર્ત્તિ મેળવી મરશે, ને કાલે સવારના ઘરને ખુણે **શિવાજી** રીબાવી રીબાવીને મારશે. જો આપણને જીત મળીતો—અને તમારે યાદ રાખવું કે આપણી બાજુએ હિંદુઓનો કાર્ત્તિક સ્વામીને મુસલમાનોનો મહમદ બે વીર યોદ્ધાઓ છે, તે જય અપાવશેજ—લૂટાયલો ખજાનો પણ હાથ આવશે. ખુણે રીબાઇને મરવું છે કે કીર્ત્તિ મેળવી નામના કરી મરવું છે?"

"કીર્ત્તિ મેળવી નામના કરીને મરવું છે," એકેસ્વરે છસો યોદ્ધાએ ગર્જના કીધી. અને આ ગર્જનાનો અવાજ મરાઠાની છાવણીમાં સંભળાયો, તેમજ નવાબના મહેલમાંનો ખોજો પણ ઝબકી ઊઠયો.

મરાઠી સરદારના **બહિરજી**એ ચેતી જઇને ડંકો કીધો અને નગારખાનાને ઘણા જોરથી ઠોકયું. નવાબના મહેલમાંથી ત્રણસેં સ્વાર એકદમ

મેદાન દોડી આવ્યા, તેઓને **મોતી**ની કહેલી ભવિષ્યવાણી સત્ય લાગવાનો ભાસ થયો!

ખોજો **મશરૂર** અગાડી આવી ઉભો.

"નગારખાનાનો અવાજ મરાઠાનો છે!" **મશરૂરે** કહ્યું, "પણ સાવધતા પકડી આપણે આપણું તપાસવું છે." બીજા સાથીને બોલાવવા નગારૂં ઠોકો," અને મુસલમાની ડંકો પીટાયો.

**નવરોઝ** આથી ઘણો ગભરાયો પણ મેદાન આવી બોલ્યોઃ—

"આ નગારાનો અવાજ તો મોગલાઇ છે, પણ **મોતી** તું આ સૌને સાચવે છે? હું તપાસ કરી આવું?"

"બેલાશક, મારી શક્તિ પ્રમાણે તપાસ રાખીશ." **મોતીએ** ઉત્તર દીધો. **નવરોઝે** ઘોડાને રેણ પકડી દોડાવ્યો ને મહેલ લગણ ગયો. **મોતી** ને **સુરલાલે** સઘે રીતે ચાલાકી બતાવી સઘળા શેહેરી લશ્કરને હરોલમાં મૂકી બે વખત આસપાસ ફરી વળ્યા.

એક બે ક્ષણમાં **નવરોઝ** પાછો ફર્યો ને ઉંચે તાળવે જીવ લટક્યા હતા તેઓને ધીરજ આવી.

"તે આપણા મદદગાર છે!" શ્વાસ ખેંચ્યા વગર **નવરોઝે** કહ્યું,—"ભય ન રાખો! તે નવાબના સ્વાર આપણને મદદ કરવા તૈયાર છે, તો ચાલો આપણામાં સારી ભરતી થઇ છે."

હવે જેમ લશ્કર ચાલે તેમ **મોતી**નું હૈયું તો ધપધપ ધબકારા લેવા લાગ્યું. તેનો પગ ઘોડાના પાવડામાંથી ખસી જવા માંડ્યો. રેણ પણ ખેંચી શકાય નહિ ને આગળ વધવાની હીમત પણ રહી નહિ. **મણી** વળી તેનાથી વિશેષ ભયથી ધ્રૂજવા માંડી. તે તો બે વખત ઘોડાપરથી પડતાં પડતાં બચી ગઇ, ને એકવાર તો હાથમાંથી લગામ છૂટી ગઇ.

મરાઠાની સામા થવાને બસેં આરબ, ચુનંદા સ્વાર નવાબના મહેલમાંથી ખોજા **મશરૂર**ની સરદારી નીચે નીકળી આવ્યા; અને એક ક્ષણમાં દરવાજાની બહાર આવીને લશ્કરે મરાઠાઓને ચેતવણી આપવા "**હર! હર!**" ને "**અલ્લા અકબર**"ની બૂમ મારી.

દક્ષિણ પૂર્વ બાજુએ મરાઠાનું લશ્કર પડ્યું હતું, ને રાત્રિના ટાઢ પડી હતી તેમાં અડધા માણસો અકડાઇ ગયા હતા. મરાઠા સરદારે ભય નજીક જાણીને ડંકો પીટ્યો પણ કોઇ મરાઠો સીપાઇ ઊઠ્યો નહિ. બે દિવસ લૂટ કીધી હતી તેમાં તે સઘળા થાકી ગયા હતા. તેઓના મનમાં નિરાંત હતી કે નવાબ પાસે લશ્કર નથી, ને તેનામાં કંઇ દમ બચ્યો નથી તો તે ક્યાંથી અગાડી પડી લઢવા આવવાનો હતો, તેથી જ્યારે મ-

રાઠાનો ડંકો પીટાયો ત્યારે સૌ મરાઠા સિપાઈઓએ જાણ્યું કે લૂટપર જવામાટે ઊઠવાની ચેતવણી હશે, પણ ધાડનો તો ખ્યાલજ આવ્યો નહિ.

સામાન્ય રીતે આ પ્રમાણે ઘણે ઠેકાણે ભૂલ થતી આવી છે. હિંદુ સિપાઈઓ લડવામાં જેવા બહાદૂર હોય છે તેવી બીજી પ્રજા હજી સુધી થઈ નથી. ભય આવે તેને ધૂતકારી કાઢવામાં ને શત્રુ સામા ઉમંગથી જવામાં તેઓ મોટાઇ માને છે. યુદ્ધોમાં કદી પણ રજપૂત યોધ્ધો પીઠ બતાવે નહિ. મોતનો ખ્યાલ તેઓના મનમાં રહેતો નથી ને રણક્ષેત્રમાં મરવું એમાંજ ખરી મોટાઇ માને છે. રણમાં મરે તેનેમાટે ઇંદ્રની **અપ્સરા** વરમાળ પહેરાવવા તત્પર થઈ રહે છે એવો ધર્મનો બોધ હોય છે. ગીતામાં કહ્યું છે કે स्वर्गद्वारमपावृतम् યુદ્ધ એ સ્વર્ગે જવામાટે ઉઘાડાં દ્વાર છે.

**ભરતખંડ**માં જેટલાં યુધ્ધો થયાં છે તે સર્વમાં કોઈ કાળે પીઠ બતાવી હોય તેવો દાખલો નથી. કેસરિયાં કર્યાં જવાં ને કીર્તિ મેળવવી એમાંજ પોતાનો ધર્મ છે, એમાંજ સર્વનું કલ્યાણ છે, એમાંજ પ્રિયા પ્રિયનું પ્રેમદર્શન અચલિત રહે છે—એ આર્ય યોધ્ધાનાં સમરાંગણનાં વચનો છે. રણક્ષેત્રમાંથી પાછા ફરનારનું મોઢું તેની પ્રિયા પણ જુએ નહિ, તો બીજાની શી વાત?

પણ સૌથી મોટી ખોડ એ છે કે દરેક કામમાં આળસાઈ, તુચ્છ મોટાઈ ને વેહેમીલાપણું ડગલે ડગલે હોય છે. શત્રુ ચઢીને શેહેરના કોટ લગી આવ્યો હોય તોપણ આળસાઈ ને વેહેમીલાપણામાંથી બહાર નીકળે નહિ. અસાવધતા રણક્ષેત્રમાં ઘણીવાર વાપરવામાં આવે ને "ભેદ"ની યુક્તિ રમવામાં પછાત પડે તેથી ઘણું કરીને સઘળી વેળાએ રજપૂત કે મરાઠા કે શીખ સૌને માર ખાઇને પાછા હઠવું પડેલું કે મરવું પડેલું છે.

**શિવાજી**ના યોદ્ધા ઘણા તીવ્ર શક્તિના હતા, પણ આજે નિરાંત રાખનારા થઇ પડયા હતા. તેઓનાં હથિયારનું ઠેકાણું ન હતું, તેઓ લોથપોથ થઇને પડયા હતા, કોઇ કયાં ને કોઇ કયાં એમ સઘળું અવ્યવસ્થ હતું. તે આળસુઓને ઊઠાડવાનેમાટે પાછો જોરમાં ડંકો ઠોકવામાં આવ્યો ત્યારે થોડાકો આંખ ચોળતા બહાર નીકળ્યા, ને કેટલાક ઉઠેલા પાછા સેટી ગયા.

**બહિરજી, મોરોપંત, તાનોજી** મુલસરે, **હરિપ્રસાદ, વિશ્વાસરાવ** વગેરે સરદારો ઘણા ગભરાયા ને જેટલા થોડા તૈયાર હતા તેઓને હથિયાર સજવાનો તાકીદે હુકમ કીધો.

હવે વખત હતો નહિ. નાગરિકસેન સામું આવી પહોંચ્યું હતું. તેઓએ એકદમ જોરમાં કીકીયારી પાડી મરાઠી લશ્કરમાં ખળભળાટ કરી મૂકયો.

આ પ્રમાણે અમારી વાર્તાના યુદ્ધ સંગ્રામના મથકનો દેખાવ છે પણ એક ક્ષણમાં શું થનારૂં છે તેનેમાટે કંઇપણ કહી શકાતું નથી. આપણા નાયકના મનમાં નક્કી હતું કે થોડીક ક્ષણમાં બંને સૈન્યની સામસામી ભેટો થઇ જશે. આ કંઇ નિયમિત સંગ્રામ નહતો. નહતા મોરચા બાંધેલા, નહિ વ્યુહ રચના, નહિ સરદાર, નથી સારાં શસ્ત્ર, પણ કેળવાયલા લશ્કરને વિશેષ ભયનું કારણ હતું તે એજ કે બીનકેળવાયલું લશ્કર ઉમંગી મરતાના રસ્તાપર હતું. તે કવાયતી લૂટારા લશ્કર સાથે એક બીનકેળવાયલા લશ્કરની ભેટ હતી: તે અકસ્માતથી આવેલો શિવાજીના લશ્કરને ભય હતો, ને સામા સૈન્યનું જોર માત્ર થણું જણાતું હતું. હુમલાને પાછો હઠાવવાનો હવે મજબૂત સમય હાથમાં નહતો અને સામા લશ્કરની સંખ્યા માલમ નહોતી. ઘણી બૂમો પડતી તેમાં "જયમાતભવાની" ને "અલ્લા અકબર" બંનો ધ્વની સાથે સંભળાતા તેથી બે જાતનું લશ્કર છે એમ મરાઠાઓને સમજાયું. પણ તે બહારનું છે કે નવાબનું છે તેનો નિશ્ચય થયો નહિ. તેમ કમનસીબથી થોડીક લૂટ મોકલાવી દઇને થોડાક માણસો પણ શિવાજીએ રવાના કીધા હતા ને કેટલાક માણસો શેહેરમાં વિખરાતા પડ્યા હતા. ટાઢ કહે કે મારૂં કામ. થાક પણ પુષ્કળ લાગેલો, આગલા દિવસની માંહોમાંહેની મારામારીમાં કેટલાક માણસ ઘવાયલા જ્યાં ત્યાં પડેલા હતા, તેવામાં શિવાજીની "કેવલરી" તૈયાર થઇ, ને નિયમ વગરની ચાલથી એકેક સાથે અથડાઇ પડી. પોતપોતાના ભાલા નીચે કચડાઇ મુઆ, અને એવામાં ભૂલમાં શેહેરમાં પડેલું લશ્કર કેડમાં ભેગું થવામાટે શિવાજીએ બે હવાઇ આકાશમાં ફેંકી, તેથી ઘોડાઓ ચમક્યા ને પાસેની ખાઇમાં કેટલાક એકેકના ઉપર પડી ગયા. અંધારામાં કોઇ કોઇનો અવાજ ઓળખાય નહિ, એક બીજા બૂમો પાડ્યા કરે. ને ખાઇના કાદવમાં કેટલાક તો ઠરી ગયા. આવી અવસ્થામાં મરાઠાઓ મુડદાલ જેવા મોતના મોંમાં જવા તૈયાર થતા હોય તેમ થોડા ઘણા ગભરાટમાં હતા.

આવી અવસ્થા જોઇ, તેનો ખ્યાલ કરતાં મોતીને ઘણી હીમત આવી, ને તે એકદમ નવરોઝને ચેતાવી આગળ કૂદી પડવા તત્પર થઇ! તેની પછાડી બસો આરબ સ્વાર તૈયાર હતા. પણ નવરોઝે અટકાવી સબૂરી પકડાવી. આકાશ ઝાણું ઘોર હતું, મરાઠા સ્વારોમાંના એક બાજુએ બેઠેલા કેટલાક તો હજી વાતોના તડાકા મારતા હતા. હુક્કા ગગડાવતા હતા ને એમ નચિંત જીવે પોતાનો ધંધો ચલાવ્યાં જતા અને પતરાજો મારતા હતા. આવાઓ પણ હવે તો તૈયાર થવા લાગ્યા. એક જાસૂસ સઘળા

લશ્કરમાં ફરી વળ્યો. જ્યાંથી ત્યાં ને ત્યાંથી બીજીગમ દોડ કીધી; સૌને ઉશ્કેર્યા, ભાલાની અણી ઘોંચી સુતેલાને ઊઠાડ્યા, ઊઠેલાને ચાલતા કીધા, ચાલતા હતા તેઓને અગાડી કાઢ્યા, તથાપિ મરાઠાઓ ઘણા અવ્યવસ્થા હતા. કોઇ કેમ ચાલે તો કોઇ કેમ ચાલતું હતું; ને સામાં ભયંકર વાદળાં તલપી રહેલાં જોયા છતાં પણ એક નિયમ નક્કી કીધા વગર જ્યાં ત્યાં ચાલ્યા. આ દેખાવ **યુરોપિયન** લશ્કરી સરદારની આંખમાં ઘણો ભય ભરેલો દેખાયા વગર રહે નહિ; ને **યુરોપિયન** સાલજરોએ જે મોટો જય મેળવ્યો છે તેનાં કારણોમાં એક આ પણ મોટું કારણ છે કે તેઓનું કવાયદી કે બીનકવાયદી લશ્કર ગમે ત્યારે પણ નિયમિત ચાલ્યા વગર રહેતું નહિ.

પણ આ નીવેડો કેટલેક પ્રકારે હિંદી લશ્કરમાટે ખોટો છે. જેને અમે "કવાયદી સૈન્ય" કહીએ છિયે, તેવા સરદારોનું લશ્કર ઘણીક રીતે, જેઓએ પોતાની જીંદગી આખો વખત યુધ્ધ કૌશલ્યમાં કહાડી હોય તેવા પ્રકારના સરદારવાળું સૈન્ય-અનુભવ મેળવેલા સરદારના હાથ નીચેનું લશ્કર સઘળી "વલણ" (drill) સારી રીતે જાણે છે; અને શક્તિમંત ને સારા 'કમાંડરો' **અર્જુન** કે **દ્રોણ**ની વ્યૂહરચના જાણી તે પ્રમાણે અથવા **નેપોલિયન** અને **વેલિંગટન**ની યુદ્ધકળા પ્રમાણે વર્તે છે, પણ માત્ર તેમાંનો અંશ શોધી યુદ્ધ રીતિએ કેમ વર્તવું તે ઘણીક વેળા જાણતા નથી, અને કેવા પ્રકારે અવ્યવસ્થા સમયે વર્તવું તેના નિયમ નક્કી ન કરવાથી ઘણી સંકડાસમાં આવી પડે છે. ખરી રીતે દરેક સિપાઇએ વાવટાના ધોરણપર પોતાને ચાલવાનું છે, ને તેની નજર તેના સામાજ એક ટગરથી રહેવી જોઇયે, તે તરફથી ગટંકુપણ ખસેડવાનું નથી. જ્યારે નગારાવાળા કે રણસિંગાવાળાએ બહુ સાવચેત રહીને "વધવું" (advance), "હઠવું," (rally), "આશ્રય લેવો" (retreat), "ભરાવું," કે "હરોળ બદલવી" (charge)એ કમાન્ડરના હુકમ મુજબ બજાવી વાવટાવાળાને એક સરખો રાખવો. વળી "પરા"ની રચના સ્થાપવી અથવા પાંચ પાંચ કે છછ માણસની હાર બાંધવી, જેથી ડાબી કે જમણી, પૂંઠ કે સામી બાજુએ ફરવાને સહેલ પડે અથવા ખરી રીતે શત્રુ સામા કેવા પ્રકારે વર્તવું તેમાં સર્વ રીતે તુરત ઉપયોગી થઇ પડે તેવા નિયમ સ્થાપવા.

આ નિયમો ઘણીક રીતે જાણવામાં હોય છે. લશ્કરને કેમ તૈયાર કરવું, કે તો કેમ જાગ્રત કરવા, કેવા પ્રકારનો ડંકો કરવો અને કયાં અને કેમ ઝંપલાવવું એ જાણવામાં છે તથાપિ તેની વ્યવસ્થા બરાબર હોતી નથી. **આરટિલરી** એક બાજુએ ગમે તેવો મારો ચલાવે, **કેવલરી** ગમે ત્યાં તૂટી પડે, "કમાન્ડર" હુકમ આપવામાં સાવધતા ન વા-

પરતાં ગમે તેવો હુકમ આપે ને છાવણીમાંથી ગમે તેમ બહાર પડે તેથી ઘણો ગોટાળો વળી જાય છે. ડંકો ગમે તેવો એક રાગી સ્વર કાઢયો જાય છે, ને તે કયાં જવાને બદલે કયાં લઈ જાયછે. લશ્કરી "કોલમ"ની રચના પણ ઓર પ્રકારની હોય છે, ને તેથી હમેશાં નિયમિત યુદ્ધ વખતે બહુ ગભરાટ ઊભો પડે છે; તો આ થોડી કવાયદવાળા (જો કે શિવાજી જાતે મોટો સૈન્યાધિપતિ હતો, પણ તેનું લશ્કર "રીતસર" (રેગ્યુલર ટ્રુપ) ન હતું. સિપાઈઓ ગભરાયલા, રણસ્થંભની યોજના નહિ, સરદારો પણ પાકા ને ઘડાયલા નહિ, "કોલમ" ગોઠવાયલા નહિ ત્યારે ગભરાટ, ભય, મુશ્કેલી કેમ ન જણાય? તોપણ શત્રુને બળવાન્ ધારી ઉશ્કેરણીથી મરાઠાઓ આગાડી વધ્યા: ને 'રામદાસ સ્વામીગા જય' એમ બૂમ મારતા બહાર નીકળ્યા.

---

## પ્રકરણ ૧૫ મું.

### દુમાલનું મેદાન.

પ્રજારક્ષક સૈન્યની ઝડપ, હિંમત અને સાહસનો વિચાર કરતા મરાઠા સિપાઈઓ મેદાન પડયા કે "હરહર **મહાદેવ**!" નો એક મોટો ધ્વનિ થયો, અને તેનો પ્રત્યાઘાત પાછો તેટલાજ જોરમાં પડયો.

"પેલા! પેલા!" મરાઠાઓએ પોતાની આંગળી બતાવી, જે લશ્કરને આપણે પૂર્વમાં વર્ણવી ગયા તેને બતાવ્યું;—"પેલા કાફરો, નવાબના કુતરા અને તેના સરદાર આવે છે. આપણે હવે તેઓપર એકદમ તૂટી પડિયે?"

"હા, શૂરા જુવાનો," સરદાર **તાનાજી માલુસરે**, કંઈ પણ વિચાર વગર હુકમ આપ્યો. પણ તેના મનમાં જે ધચુપચુપણું હતું તે તેની આ-સપાસના યોધ્ધાઓ બરાબર જોઇ શકયા, ને તેથી તેઓની હિમ્મત પાછી હઠી ગઇ. તેઓના મનમાં તુર્ત આવી ગયું કે સરદારના મનમાંજ આ-જની ઝપાઝપીનું પરિણામ શકમંદ છે, તો પછી જયની આશા કયાંથી હોય! મરાઠાઓ આ સમયે ઘણા શૂરાવેશમાં આવ્યા હતા, પણ **તાના-જી**ના બોલતાની સાથે તેઓ અટકી ઉભા રહ્યા.

મરાઠા લશ્કરની જગા અને પ્રજારક્ષક સૈન્યની જગા વચ્ચે આ વખતે લગભગ પા મૈલનો અંતર હતો; અને **શિવાજી** એક ઘણા વર્ષના પુરાણા વડના ઝાડ તળે ઉભો રહી ક્ષણભર વિચાર કરતો હતો. વખત રાત્રિના ચારનો થયો હતો. બન્ને લશ્કર વચ્ચે માત્ર એક ખાઈ

કે જે નદીનાં પાણી રેલને વખતે આવે તેને રેહેવા માટે, હમણા છે તે કરતાં ત્રણ ગણી મોટી હતી. તેમાં આ વખતે પુષ્કળ કીચડ ભર્યો હતો. મરાઠાઓએ પોતાને શેહેરમાં જવા આવવા માટે નાનો લાકડાનો પુલ બાંધીને દરવાજા આગળ મૂકયો હતો, જેનાપર હમણા મત્તા પ્રજારક્ષક સૈન્યની હતી.

નિયમિત લડાઈ લડવાની ટેવ મરાઠાઓને હતી નહિ, પણ આ સમયે તેઓ આવા યુદ્ધને માટે તૈયાર થયા; ને તેમ થાય તોજ આપણને જય મળે, ને વધેલી લૂટ લઇ જઇ શકિયે એવો વિચાર પોતાના મન સાથે **શિવાજી** કરતો હતો. પણ "રણસ્થંભ" રોપવાની આ જગ્યા નહોતી, ને તે માટે કશી તૈયારી પણ નહોતી. સંજોગથી આ સમયે **શિવાજી**ને આ વિચાર થતો હતો ત્યારે **નવરોઝ**, મરાઠાના વિલંબનું કારણ શું છે તે શોધવાને મથતો હતો, ને તેના મનમાં વિશેષ ભય પ્રાપ્ત થયો કે જો નિયમિત યુધ્ધ ચાલે તો ખચિત ધણી ખરાબી થાય. એક તો સૈન્ય નાનું ને બીજું કે તેબીનકવાયદી હતું. પણ નવાબના મેહેલમાંથી આવેલી "કેવલરી" (હેદલ) સૌથી સરસ હતી, તેમાં હિરાટી ને તુરકોમાની ઘોડાઓ એવા તો સરસ હતા કે તેવા સરસ તેના મુકાબલામાં ભાગ્યેજ મરાઠામાંથી ચોથો ભાગ પણ નીકળી શકે; ને તેથી **નવરોઝ** સરદારના જીવને લગાર વધારે થંડક હતી. કે જો કદાચિત્ **શિવાજી** લડાઇ "રણસ્થંભ" રોપીને ચલાવવા માંડશે તો તેમાં નવાબ કરતાં વિશેષ હાની તેનેજ થાય તેમ હતું. આ વિચાર ખરો હતો ને તે ધારવામાં **નવરોઝ**ની ગણત્રી આ વખતે બહુ અનુભવી ને આબાદ ઉતરે તેવી હતી. દુમાલનું મેદાન, જોકે ધણું મોટું હતું, તથાપિ તેમાં ઉંચીનીચી જમીન, બાજુએ ટેકરા ટેકરી અને વળી ઝાડોથી ભરેલું હતું; અને ત્યાં નિયમિત યુધ્ધ થવા માટે કોઇ પણ મોટી જગ્યા હતી નહિ. લડાઇમાં જેઓ પેહેલે સપાટે ફતેહ મેળવે તેજ બાજુને સઘળી વેળા ફાવતું આવે, પછી બીજી બાજુ ગમે તેવી સબળ હોય તોપણ તેનું કશુંએ ચાલે નહિ. ખરી રીતે, આ જગ્યા માત્ર છુટીછવાઇ મારામારી માટેજ યોગ્ય હતી. જે લૂટારાઓ એકવાર ચઢી આવી પછી પાછા નાસરડું લે તો કયાં ભરાઇ બેઠા છે તેની કેટલીકવાર કંઇ ખબર પણ પડે નહિ. આવી રચનાવાળી જગ્યા, કે જે અવર્ણનીય પંચરંગી હતી, ત્યાં કોઈ પણ પ્રકારે ખરૂં યુધ્ધ થશે નહિ એવો વિચાર બંને પક્ષના સરદારોને આવ્યો—ને તે એકજ સમયે, તેથી એક સરદાર વધારે સબળ ને એક નિર્બળ થયો. બંનોએ ભવિષ્ય શું નિવડે છે તેજપર આધાર રાખ્યો. બન્નો સરદારોના મનમાં આ વખતનો રંગ નવોજ હતો, ને બંનો જણ એમ સારી રીતે જાણતા, સમજતા ને

માનતા હતા કે કોઇ **પણ** રીતે આ હાલની લડાઇ બંધ પડે તો વધારે સારૂં. **નવરોઝના** મનમાં વિચાર થતો કે **શિવાજી** કંઇ બેત્રણ હજાર માણસ વગર આવ્યો ન હશે. વળી તેનું કવાયટી લશ્કર છે, તેના મોં આગળ આ મુઠ્ઠીભર માણસોનો હિસાબ નથી, તેથી જો એ ભાગી જાય તો શેહેર હવેની પીડામાંથી મુક્ત થાય. જે ગયું તે પાછું આવવાનું નથી, ને તેનો બદલો લેવાના મૂર્ખાઇ ભરેલા વિચારે નકામો નાશ હોરી સંહાર કરાવવો એ ખોટું છે. વળી **ઔરંગઝેબ** જાલમ છે, ને તે આ તકનો કદાપિ વ્યર્થ લાભ લે તો 'બકરૂં કાઢતાં ઉંટ પેસે,' ને લાભ કરતાં હાનિ વધારે થાય. વળી નવાબી હુકમ મળ્યો નથી, ને લડાઇ વધારે વખત ચાલી તો તેને માટેનાં સાહિત્ય, લશ્કરી સરંજામ પાસે નથી; હાર્યા તો **શિવાજી** પ્રજાને કચડી નાંખશે, માટે બને ત્યાં સુધી રક્ષકનીતિ પકડીને એને ભગાડવો. **શિવાજીના** મનમાં આવોજ વિચાર હતો. તે મનમાં બોલ્યો કે, "કદાપિ નવાબનું લશ્કર પૂરેપૂરૂં ચઢી આવ્યું હશે તો તે આ મરાઠા, જે માત્ર પંદરસોથી વધારે નથી તેનો નાશ કરશે; હાથ આવેલી લૂટ તેઓ લઇ લેશે, ને માણસો કપાઈ મરશે તે જુદાં. આટલા માટે નાસવાનો લાગ મળે તો લડાઇ અટકાવાને ચાલ્યા જવું એ વધારે સારૂં છે. પણ નસાય કેમ? કદાચિત્ નવાબી સેના પૂંઠે પડે તો રહેલાં સઘળાં માણસોને ક્ષણમાં કાપી નાંખે. મેળવેલી કીર્ત્તિ ને મેળવેલી લૂટ ઘડીના છઠ્ઠા ભાગમાં જતી રેહે. મને માણસ કરતાં આ હાથ આવેલી કીમતી દોલત વધારે ખપની છે." આટલું મનસાથ બડબડયા પછી તે ક્ષણભર હોઠપર આંગળી લગાડી બોલ્યો કે, "નવાબ સાથે સલાહ કરૂં, ને તે માટે દૂતસંદેશ. કહાવું? પણ તે તકનો લાભ લઈ કદી એકદમ તે તૂટી પડે તો પછી ઇલાજ શો? તેઓ દગાખોર છે, સત્ય ને ન્યાયને જોતા નથી, ને હાથ આવેલી તક ચૂકશે નહિ. મારી નબળાઈ જોઇ વધારે જોરમાં આવશે. મારી નબળાઈ જોઈ મરાઠાઓ પછી મારા હુકમને પત કરશે નહિ, તેઓ પોતાનો જોસ્સો અજમાવતા અટકી પડશે, ને અત્યાર સુધીમાં મેળવેલી કીર્ત્તિ ને નામના જતાં રેહેશે. મરાઠાઓ **ભરતખંડના** ઇતિહાસમાં નામના કરવાના નહિજ કે? ના, ના, મને મારા જોરનો તો અવિશ્વાસ છે, પણ **રામદાસ** સ્વામી પોતાના શિષ્યને મદદ કરશેજ. ચાહે તે થાઓ! મુસલ્લાઓને તેમનું જોર અજમાવવા દો! તેઓ શું નુકસાન કરી શકવાના છે? નુકસાન તો આમે ને તેમે છેજ. સુલેહ કરીશું તો અપમાન ભરી ગણાશે, નાસીશું તો અપજશ મળશે, માણસો કપાઇ મરશે ને મેળવેલી લૂટ ગુમાવીશું તો શામાટે બહાર નીકળતી મરાઠી પ્રજાના તરુણોને તે-

ઓનું નસીબ અજમાવવા ન દેવું ? એ કાફરોને તો બકવાની ટેવ છે તે બકબક કરશેજ. મારે લૂટ તો લેવીજ." એવા વિચારથી **શિવાજી** વડના ઝાડથી પાછો ફરી લશ્કરમાં સામેલ થયો.

ભગવો ઝુંડો લઇને અગાડી લડવાને મેદાન પડવા માટે મરાઠા સિપાઇઓ હવે તત્પર થયા. **શિવાજી** બહાર આવ્યો. પોતાના માણસોને ઉત્તેજન આપવા **મહાદેવ** ને **ભવાની** માતને પ્રસન્ન કરવા એક બકરાનું બળીદાન આપ્યું, ને તેનાપર ઘાસની પુળીઓ મૂકી એક મોટો ભડકો કીધો. એ જોઇને પ્રજારક્ષક સૈન્યના સરદારો જરાક ગભરાયા; પણ તુરત **નવરોઝે** એક યુક્તિ શોધી કાઢી, લશ્કરને વ્યૂહમાં ગોઠવ્યું. એ ગોઠવણથી દરવાજાના મોં લગણ ને ઠેઠ અંદર સુધી નજર કરે તોપણ લશ્કર જણાય, ને મરાઠાઓ પોતાની ગણત્રીમાં નિષ્ફળતા પામે. હવે પ્રાતઃકાળ થયો હતો. **નવરોઝ**, **સુરલાલ**, **મોતી**બેગમ, બોજો **સેનાદિન**ને હમણા પાંચમો સરદાર એક તદન તરૂણ પણ અણુજાણ્યો, સિપાઇ તરીકે દાખલ થયો હતો, ને જેનો વેશ તદન વિચિત્ર હતો તેને નીમ્યો. **નવરોઝે** એક ફેરો બધી બાજુએ મારી લીધો. તે ઠેઠ પછાડી ગયો, ને ત્યાં લગણ મરાઠાની નજર પહોંચતી નથી તે તપાસી લીધું.

પણ એટલામાં એક અકસ્માત્ થયો. **નવરોઝ**ની રચનાનો ભેદ એક મરાઠા સિપાઇ ને બીજાએ જાણ્યો એક મરાઠો પોતા સાથે **શિવાજી**ની ગુલામડી **રમા**ને લઇને આવી પહોંચ્યો ને તે લશ્કરના પાછલા ભાગપરથી બહાર નીકળવાની ગોઠવણ કરતો હતો.

**નવરોઝ**ની તેઓપર નજર પડતાં તેણે એકદમ તરવાર ખેંચી પેલા મરાઠાને કાપી નાંખ્યો, ને તે જોતાંજ આકસ્મિક બનાવથી ભયભીત થઇને **રમા** મૂર્છા ખાઇને પડી ગઇ.

"એ કૌન હૈ કૌન? તપાસો જુવાન, જાસૂસ તો નહિ હૈ." **નવરોઝે** ઘોડાપરથી હુકમ કીધો.

"એ મરાઠેણ છે, ને ભયથી વિભ્રાંત થઇ ગઈ છે. કાલે તે શેહેરમાં ફરતી હતી, ને લાલા જેવી જણાતી હતી;" એક સિપાઇએ જણાવ્યું.

"માબાપ બચાવો, મેં ગરીબ હું. મેંને કુછભી બિગાડા નહિ હૈ, હમકું, ઔરત જાતકું મારના તુમકું લાઝીમ નહિ." ભયથી મુક્ત થતાં, થરથર ધ્રૂજતાં, બેસતા અવાજે **રમા** ભાંગીતૂટી હિંદુસ્થાનીમાં બોલી.

"તુમ જાસુસ ન હોયગા તો હમ તુમકું બચાયગા." **નવરોઝે** કહ્યું. "સચ્ચ બોલના, લબાડ બાત મત કરના. તું કહાંસે આઇ, કીધર જાતીથી, ઔર કામ કૌનસા થા?"

"મહારાજ! મેં ગરીબ ઔરત **અહમદનગરકી** રેહેનેવાલી હું. **શિવાજી** હમકું પકડકર ઇધર લે આયાહે, ઔર મેં કલ શેહેરમેં દેખનેકું ગઈથી, વહાંસે એ બદબખ્ત હમકું પકડકર **શિવાજી**કી પાસ લેજાતાથા. મેંને અબ જાનેકું બહોત ના કહી, લેકીન હમારા કુછભી સુના નહિ, ઔર એ નતીજા પાયા. અયે અમેરી જીંદગાનીકી કથા હૈ." **રમા**એ કહ્યું.

"તેરી મરજી **શિવાજી** પાસ જાનેકી હૈ?"

"મહારાજ! આપકી કુછ કરમ બખસેશ હોવે તો વહાં સલામત પહોંચાદેના, જાકર બહોત તારીફસે **શિવાજી**કું બોલુંગી કે જેસા મરાઠા બેરેહેમ હે, વેસા મુસલમીન નહિ હે. મરાઠાને હમકું ગુલામડી બનાઇ, લેકીન મુસલમાનને હમકું છુટાપન દિયા."

"હમેરા નવાબકી આબરૂકી ખાતર તેરેપર એહેસાન કરના કુછ બિસાદકા નહિ હૈ." **મોતી** જે આ ગડબડ થતી જોઇને પાસે આવી પહોંચી હતી તે બોલી, "જાકર, **શિવાજી** રાક્ષસકું બોલદે લડકી, કે જેસા હેવાનપના તુને હમેરી રૈયતપર બિન દેહેસતસે કીયા હૈ એસા હમ કભી કરનેવાલે નહિ. કૌન ઉસકું પહોચાને જાનેવાલા પેહેલવાન હૈ?"

"મેં તૈયાર હું, જો **નવરોઝ**કા હુકમ હોવે તો દો દુસરે સ્વારકે સાથ **શિવાજી**કી હજૂર જાઉંગા, ઔર ઉસકું પહુંચાકર આઉંગા." પેલા પાંચમા નવા સરદારે એકદમ અગાડી આવીને કહ્યું. "મેરી કુછભી દરકાર કરના નહિ, મેં મેરા રક્ષણ કરનેકું બહોત જોરેમંદહું!"

ચાર માણસની ઘોડેસ્વાર ટૂકડી મરાઠાની છાવણી તરફ આવવાને નીકળી. સઘળા પ્રજારક્ષક સૈન્યના યોદ્ધાઓ આ તમાસો જોઇ રહ્યા ને શું બનાવ બન્યો છે તે જાણવા માટે ગણગણાટ કરવા લાગ્યા.

જે ક્ષણે **શિવાજી મહાદેવ** ને **ભવાની**ને ભાવથી ભોગ આપી, ભાવીનો ખ્યાલ કરતો બહાર આવ્યો તેજ ક્ષણે આ ટૂકડી આવી પહોંચી. મરાઠો સીપાઈ બંદુક લઇને પેહેરો ભરતો હતો તેની નજીકમાં જતાંજ તે બુમ મારી ઉઠયોઃ "કોણ આવ્યું છે?"

"મસાઅલ્લા આદમકે બચ્ચે;" પેલા સરદારે કહ્યું. એટલામાં જાણે ઘેરી લેતા હોય તેવા વેશમાં સૌ મરાઠા ભેગા થઇ ગયા. તે આ નવા મુસલમાન જુવાન સરદાર તથા એક ઘોડેસ્વાર સ્ત્રી, જેનું મોં, બુરખો નાંખ્યો હતો તેને લીધે જોઇ શકયા નહિ તેમનું સામૈયું જોઈને એમજ માન્યું કે કંઇ સલાહ માટે આવતા હશે, તેથી આસપાસ ફરી વળ્યા.

"વાહ! કેવો સરસ ઘોડેસ્વાર છે?" **કંથાજી ભોસલે**એ કહ્યું; "એનો ભપકો તો ભારી છે."

**રમા** આ વખત કાંઇપણ બોલવા જતી હતી, પણ તે શું થાય છે તે જોવાને ઇંતેજાર હતી તેથી અબોલી રહી, ને તેથી નવા મુસલમીન સરદારને ઘણું જાણવાનું બન્યું.

"તમે કંઇ સંદેશો લાવ્યા છો ? **જાસુસ**નું કામ કરનાર તમે છો કે કોઇ સરદાર છો ? તમારો નવાબ આજે અમારી સાથે લડાઈ ચલાવવા માંગે છે કે સલાહ કરવામાં ઘણા ખંતી છે ? જો આવા કોઇ સંદેશા માટે આવ્યા હો તો તમને **શિવાજી** ઘણી સારી રીતે માન આપશે." અગાડી આવેલા **હરિપ્રસાદ** નાગર સરદારે મુસલમાન સરદારને પોતાના નજીક આવેલો જોઈ પુછ્યું.

"હમ કુછ હમેરા નવાબકા હુકમસે આપકે લૂટારે સરદારકું મીલનેકું આયા નહિ. ખુદાકે ખાતર હમ કેહેતે કે આપકી કુછ બડી કીમતી મત્તા હમેરે શેહેરમેં કલકી ગુમ હો ગઇથી, ઔર આપકે સબ મરાઠે કુત્તે હમેરા નવાબકે શેહેરમેં ધુંડ ફીરે, લેકીન હાથ ન આઇ, ઓ કીમતી ચીઝ આપકા સરદારકું દેને ખાતર હમ આયા. હમકું તુમેરે સરદાર પાસ લે જાઓ. ઉસકા હાથોહાથ દેનેકા ખાસ **નવાબ**કા હુકુમ હે."

"કયા હમકું કુત્તે કહેતે. ઓ બાંડિયા, સેતાન, સુવર, કાફર, !" એકદમ ગભરાવી નાંખે તેવો આસપાસ ઉભેલા મરાઠાઓએ દાંત કચકચાવીને પોકાર કીધો–"એકદમ આ **સોમનાથ**નો નાશ કરનાર સેતાન સુવરને કાપી નાંખો–" તુરત એકદમ પાંચપચાસ તરવાર મ્યાનમાંથી બહાર ઝગઝગી રહી.

"અયે લૂટારેકા ફરજંદ ! તું કયા જાનતા તેરે દીલમેં ? કયા કુછ તેરે મગઝમેં એસા ધુંવા હૈ કે મેં બાંડી જાયા હું ? ખ્યાલ મત કર, મેં બીબીજાયા હું, બાંડી જાયા નહિ; એક એક સામને આવ ઓર હમેરી સમશેરકા સ્વાદ ચખો." એમ બોલતા સાથે મરાઠાઓ સામા ત્રણ તરવાર તુરત જોસમાં મ્યાનમાંથી નિકળી ને તે જોઇ સઘળાઓ સ્થંભી રહ્યા. આ સ્થળે મોટું યુધ્ધ થતાં પહેલાં નાની ઝપાઝપી થાત, પણ **હરિપ્રસાદે** વારીને સૌને અટકાવ્યા.

"કયાહે ?" **હરિપ્રસાદે** પુછ્યું.

"કુછ નહીં" તે સરદારે જવાબ દીધો. "તુમેરે સરદાર પાસ હમકું લેજાવ, દુસરી ટકટક હમ સુનનેવાળા નહિ." આ નવો મુસલમાન સરદાર હંમેશા જેટલો બહાદુર ને શૂરાતન ને પુરુષાતનવાળો હતો તેના કરતાં વિશેષ આજે બન્યો હતો ને તે ધારે તે કરતાંપણ આજે તેનામાં જોસ્સો વધારે આવ્યો હતો. મરાઠાઓની રીતભાત, ધર્માંધપણું ને બહાદૂરી, તેણે માત્ર રસ્તાની પાંચ મિનિટની **રમા**ની વાતપરથી જાણ્યું હતું, ને તેનોજ

લાભ લીધો હતો. તેણે શત્રુવટ બતાવી નહિ, પણ બહાદુરી બતાવી; તે લડવા તૈયાર હતો તેના કરતાં મરવાને વધારે હતો. પોતાના બે સાથીઓને સાનમાં જણાવ્યું કે મારવા કરતાં મરવાને તત્પર રેહેજો, ને લડવાના વખતની તૈયારી કરતાં તે બતાવવાને વધારે તૈયાર રેહેજો. તેઓ આ બરાબર સમજ્યા હતા.

જે અપમાનવાચક શબ્દો મુસલમાન સરદારે કહ્યા હતા તે મરાઠાઓનાં કાળજાંમાં કોતરાઇ ગયા હતા, ને તેથી તેઓ તેનું વેર લેવાને તત્પર હતા, પણ **હરિપ્રસાદે** વાર્યા તેથી લગાર થોભ્યા, છતાં મન મરાયું નહિ. બે ઘોડેસ્વાર સરદાર, જેઓનામાં મરાઠી લોહી પૂરતા જોસમાં દોડતું હતું તે પોતાના ઘોડા દોડાવી, છલંગ મારતા અગાડી આ ચાર સામાપક્ષના યોદ્ધાની સમક્ષ આવીને ગર્જના કરતા બોલ્યા.—

"કોણુ પેહેલવાન અગાડી છે કે આ સુવરને મારવામાં સામેલ થાય? જય **મહાદેવજી**કી! **હર**! હર! **મહાદેવ**! માત **ભવાની**નો જય!" એમ બોલી તરવાર ઉંચકી.

આવા ભયની આશા નવા સરદારે રાખી હતી, પણ આટલી જલદી નહિ. પરંતુ સમય જોઇ, જેમ સિંહ ધુરકે તેમ તે ધુરકયો, ને પોતાનો સંદેશો લાવેલો પોતાને ઠેકાણે રહી ગયો. મનમાં જે ધારેલું હતું તે પણ અમલમાં આવે તેમ જણાયું નહિ. તે પોતાની રેન ખેંચી પકડી ઘોડાને, જે એક ઘણો સરસમાં સરસ આરબી ઘોડો હતો, ને જે પોતાના સ્વારની સઘળી ઇચ્છા પ્રમાણે વર્તી શકે તેવો હતો, તેને પાછા હઠવાનો હુકમ કીધો, ને પોતાના બે સાથીની સાથે જોડાયો. પછી તેણે પ્રત્યુત્તર દીધો—

"સુવરકે ગોસ ખાનેવાલા, **ખુદા** ઓર **મહમદ**કે નામકે ખાતર અબીકા અબી તુઝે આબાદ સેતાનકે દરવાઝે પહુંચાઉંગા, ચલાવ તેરી સમશેર!"

બે મરાઠા કંઇપણ ડગ્યા વગર સ્થિર રહ્યા ને જુવાનનાં તોર, જોર ને સીનો જોઇ સૌ ખડખડ હસી પડયા. "આટલી ત્વરાની શી જરૂર!" મુસલમાન સરદાર સામા તાકીને જોઈને તે દક્ષણીઓ, જેમાં **તાનાજી માલુસરે** પણ એક હતો તેણે કહ્યું, ને પોતાનો ઘોડો આગળ વધતો હતો તેને અટકાવીને ફરી બોલ્યો: "બેશક, જનાબ, આપ બડે અમીર સીનેબાજ સરદાર હોગે, ઔ દંદ્વયુધ્ધમેં હમ તુમસે હાર જાયગા; લેકીન ઇસ વખ્ત તુમ એક સિપાઇ હો, ઔર મેં એક સરદાર હું, ઇસ લીયે એક સરદારકું સીપાઈ બચ્ચેકે સાથ લડનેકા લાઝીમ નહી હૈ. કોઇ મોગલ સરદાર મેરી સામને હોવે તો ફિર યે તલવારકી મઝા દિખલાઉં! તુમ કોન હો."

"જે હું છું તે છુંજ, તેમાં લેશ માત્ર ફેરફાર થવાનો નથી. મને તું તારી બરોબરીનો નથી ગણતો, પણ યાદ રાખ કે મારી સાથે તું લડવાને લાયકજ નથી. મારી સત્તા ગ્યાસુદ્દીન રૂમી કરતાં વધારે છે." આ પ્રમાણે વાણી ફેરવી તે સરદાર બોલ્યો, અને મરાઠાને વધારે વિસ્મ-ય પમાડયા.

"ત્યારે તારે શું જોઇએ છે ને શા માટે આ હમારી છાવણીમાં આવી પોહોંચ્યો છે?" તાનોજીએ મરેઠીમાંજ તે મુસલમીન સરદારને પૂછ્યું.

"તે લૂટ કરનારા શિવાજીને આ નગરની ભેટ આપવા માટે !"

રમા ગુસ્સામાં હસી પડી; પણ તે ભેદ તાનોજી અંધારાને લીધે સમજી શકયો નહિ.

"હું ઘણી ખુશી સાથે તમને મહારાજની મુલાકાત કરાવીશ, ને તમારા અપમાનના શબ્દો વિસરી જઇશ."—આટલું બોલતાં તાનોજી મનમાં સમજ્યો કે આ કોઇ જેવો તેવો સરદાર નથી.

બંને જુવાનો શિવાજી, જે તંબુમાં બેઠો હતો ત્યાં જવા લાગ્યા. રસ્તામાં મુસલમાન સરદારની પદવી જાણવાની જિજ્ઞાસા થઈ, તેનો જવા-બ મુસલમાન સરદારે એટલોજ દીધો કે "વખત આવશે ત્યારે મારી પદવી જણાશે. હમણાં કહેવાની જરૂર નથી."

પ્રથમ તાનોજી તંબુમાં દાખલ થયો.

---

## પ્રકરણ ૧૬ મું.

### મહારાજ શિવાજીની મોટી કચેરી.

શિવાજીની કચેરીમાં જવાનો સમય આવતામાં પ્રાતઃકાળ થયો. પૂર્વમાં ઝળઝળાટ મારતો દિનકર પોતાના પેહેરાપર હાજર થયો ને સર્વને જાગૃત કીધા. મરાઠાઓ થોડા ઘણા જોરમાં આવ્યા કે હવે વખત ઘણો સારો છે. પ્રજારક્ષક સૈન્યના સરદાર ને લશ્કર સર્વે જરા કચવાયા કે સારો વખત વહી ગયો, ને 'અણી ચુકયો સો વર્ષ જીવે' તેમ હવે મરાઠાની માઠી અહદશાનો વખત ગયો. તથાપિ નવરોઝ ને મોતીબેગમ, બંનો ઘણા જોસ્સામાં હતાં, ને તેઓ નરમ પડેલા સૈન્યના માણસોને ઉશ્કેરવાને પૂરતા ઉમંગથી કામ કરતાં હતાં.

મરાઠા સરદારો અવ્યવસ્થિત હતા તે વ્યવસ્થિત થયા. તેઓએ પોતાના લશ્કરને પાકી હરોલમાં મૂકયું. હરિપ્રસાદને પોતાના વેરની ખુમારીની ધુન હતી, ને તાનોજી માલુસરેને મોટી પદવી મેળવવાની

આતુરતા હતી તેથી બંનો એક વિચારના થયા નહિ. પણ મરાઠા ગીધ પેઠે તમીતમી રહ્યા હતા કે કયારે શબ પડે કે તેને ખાઇ જઇએ. તેઓ-નો ઉમંગ, તેઓની વંશપરંપરાની વૃત્તિ, તેઓનાં કામકાજ સર્વ રીતે આશ્ચર્ય પમાડે તેવાં હતાં ને તેમાં તેઓ ચુકતા તો ઘણી મોટી ભુલ કરતા હતા. તેઓનો આ વખત ભુલોથી ભરેલો હતો. જે મુસલમાન સરદાર તેઓની કેંપમાં આવ્યો તેને ત્રાસ વર્તાવવા એકદમ પહેલે સપાટે કાપી નાંખ્યો હોત તો ખરેખર અડધી ફતેહ ઘણી જલદીથી મેળવત. પણ ગણિકાના નગરથી મોહિત થઇ તે દાવ ચુકયા ને પાયમાલીમાં જતું સૂરત બચ્યું.

આપણા પેહેલવાન સાથે પાંચ જણ તંબુમાં પેઠા કે પેહેલવાને આ-સપાસ જોઇ પોતાની સલામતી ને શત્રુની રીતભાત તપાસી લીધી. મરાઠા લૂટારાનો તંબુ હીરા, માણેક, સોનું, રૂપું વગેરેથી ઝગઝગી રહ્યો હતો. વચોવચ જે સ્થંભ હતો તેનાપર ભગવો ઝુંડો, જે મરાઠાનું રાજ્યચિન્હ છે તે ફરફર હવા-માં ઉડતું હતું. વચલા સ્થંભની બે બાજુએ બીજા ઓરડામાં જવાના માર્ગ હતા. આવવાનો રસ્તો પશ્ચિમથી હતો. દક્ષિણ મુખથી **શિવાજીની** કચેરી ભરાઇ હતી. પાંચ દશ નાના નાના સરદારો બેઠેલા હતા, ને બે પેહેલવાન મહારાજના રક્ષણમાટે ભાલા ખુલ્લા મૂકીને પેહેરો ભરતા હતા. **ગામોજી** નાયક, **શિવાજી**ની માનો કાકો, **જાદોરાવ**, **ચંદરરાવ**, મોરેનો ખુની **રાઘો** બલ્લાલ અને કેટલાક માવળા આસપાસ બેઠા હતા. તેઓ ત્રણ મુસલમાન સરદાર, એક સ્ત્રી ને એક મરાઠાને સાથે આવતા જોઇ ચકિત થયા. આ સર્વે સરદારો, હવે મુસલમાન સાથે શું કરવું તેનો વિચાર કરતા હતા.

મુકામ માટેનો તંબુ, જે આવી લૂટફાટને વખતે પણ ઘણો અચ્છો શણગારેલો હતો તે જોઇને મુસલમાન પેહેલવાનને આશ્ચર્ય લાગ્યું. ને બાજુએ થોડીક લૂટનો ઢગલો હતો તે જોઇને તેના મગજમાં વેરનો ધુંવો ભરાયો. સુન્નેરી કસબનો ગાલીચો બીછાવ્યો હતો, ને તેપર સુન્નેરી કસબના ઉંચા કસબીકામથી ભરેલાં ફુમતાં ઝુલતાં હતાં. મરાઠાની **અહમદનગરની** કેટલીક લૂટમાંથી જે સારો માલ હતો તે વાપરવામાટે આ સરદારે પોતાની સાથે રાખ્યો હતો. વિછાનાની જોડ તથા સરદારોને માટે ઉત્તમ પાણીદાર તરવારનો ઢગલો બાજુએ પડેલો હતો. એક બાજુએ નગારખાનું હતું ને ત્યાં બે પેહેરેગીરો ચોકી કરતા ખડાજ હતા. તેઓની પાસે રૂપાના હાથાવાળાં ખંજર ને ઘોડેસ્વાર માટેનાં હથિયાર પડેલાં હતાં. **ગામોજી** નાયક, પોતાના ડાચામાં દોઢશેર પાનસોપારીનો ડુચો ભરીને હલાવ હલાવ કરતો ને મોંમાંથી 'પચપચ" પીચકારી મારતો તે વખતનો તેનો દેખાવ જોઇને બીજા ઉમે-

ભા  ને ફરતા પેહેરેગીરે હસી, બાજુએ મોં ફેરવી નાંખતા હતા. એ ડોસો ગમે તેવો વૃદ્ધ છતાં પણ કાળાંકર્મે કેમ કરવાં તે બતાવી વારંવાર શિવાજીને યુક્તિપ્રયુક્તિથી પ્રસન્ન કરતો, ને તેથી શિવાજી તેને "દાદાજી દાદાજી" શિવાય બોલાવતો નહિ. અને ત્યારે તે ડોસો વધારે ફુલાઈને, બીજા હસનારાને કહેતો કે "બેટચાનો! આહ્મી જે કેલેં ત્યાચા શતાંશ દેખીલ તુમચ્યાને હોણાર નાંહીં!" એ બોલતાં એનો દેખાવ કંઇ વિચિત્રજ દેખાતો હતો કે જેની નકલ માત્ર ઉત્તમ શકિતનો વિદૂષકજ કરી શકે. પ્રાચીન રીવાજ પ્રમાણે એ ડોસો, બારીક બખિયાથી સિવેલો ઉંચી મલમલનો જામો પેહેરતો; માથે સફેત પાઘડી, જે વારંવાર માથાપર બરાબર બેઠીછે કે નહિ તે તપાસતો! તેના હાથપર બંને બાજુએ બાજુબંધતો ખરાજ—જે ભાગ્યેજ દુઃખી અવસ્થામાં આવેલો વૃદ્ધ પુરુષ પેહેરવાને ઇચ્છા કરે. એ ડોસાના મનમાં એવું ગુમાન હતું કે તેના જેવો ઘોડેસ્વાર, પેદલ લશ્કરની સરદારી કરવામાં બીજો કોઈ નથી, ને ખરેખર તેના જેવો "નાઞાબાજી" "બીછવા"નો ઉપયોગ ને "સમશેર"ની લડત કરવામાં તે કાળમાં મરાઠા કે મોગલમાં કોઇજ નહોતો. શિવાજીની બીજી બાજુએ રાઘો બલાલ બિરાજતો હતો. જુવાનીના જોસ્સાની માફક કર્મ કરવે, અવિચારી એવો આ સરદાર હતો. કાવત્રાંબાજ, વિષયી અને ગોત્રદ્રોહીપણાથી એ સરદારના મોંપર દેખીતીજ કાળપ આવી ગઇ હતી, તેથી જો કે પોતામાં શકિત છે, પોતે એક મોટો સરદાર છે, પોતાપર શિવાજીનો ચાહ છે તથાપિ તેના પાપી અંતઃકરણને કશાથી કળ વળતી નહોતી. વિષયી એવો કે જ્યાં જાય ત્યાં, પછી તે ગમે એટલી વિકટ હોય કે શાંતિની સ્વારી હોય તો પણ પોતા સાથે બે ગણિકા તો ખરીજ. સવારના નાહાતી વેળા તેલમર્દન આ નાયકાએ કરે ત્યારે પોતાને જંપ વળે, એવા નિર્લજમાટે વિશેષ શી ઓળખ આપવી? મૂછપરનો મૂછપરજ હાથ રહે ને શિવાજીનો વહાલો થવા માટે મિથ્યાપ્રશંસા કર્યા કરતો હતો. છતાં એ ભલો ને દયાળુ એટલો હતો કે કોઇએ આર્જવ કીધી તો પાસે હોય તે સઘળું આપી દેવામાં લગાર પણ વિલંબ ન કરતો. ઘાકાની મલમલ કરતાં સૂરતી કીનખાબનો ડગલો પેહેરવાનો એને ઘણો શોખ હતો. એનો ડગલો બબે હજારનો થતો હતો, પણ જો દરજીએ કંઇ ડગલામાં ખામી રાખી તો તેનો જીવ લેવો બાકી રાખતો. ડગલાના સઘળા પૈસા તેની પાસેથી ભરી લઇ તે ડગલો કોઇ અંધપંગુને દાનમાં આપી દેતો. ગુલબાર રંગનો ચંદેરી ફેંટો, ને ડોકમાં ઉત્તમ પ્રતિનાં મોતીની માળા પેહેરીને એ આજે બેઠેલો હતો ત્યારે એના મનમાં એટલી ફિકર પણ નહિ કે આ બારિક વખતમાં સરદારી કેમ થશે. દક્ષિણમાં ઉગતો પ્રતાપી

સૂર્ય આ વખતે એક સુંદર ખુરસીપર બેઠેલો હતો. તે ઘણા વિચારમાં ગુંથાયો હતો. જેનો અતિમોટો લોભ, જેની અતિમોટી તૃષ્ણા ભ્રષ્ટ થવાની અણી આવી હતી તે ગુંચવાય એમાં આશ્ચર્ય શું છે ? શિવાજી લોભી, વેહેમી, ઘાતકી, દગાખોર હતો, ને તેના વિચાર તેમાંજ ઘુમ્યા કરતા હતા. તે સાડત્રીશ વર્ષનો જુવાન, બાંધી દડીનો, ઉંચો, ભભકતા કપાળ ને નાકવાળો, ઉપસેલી છાતીથી સીનાબેર, આજાનુબાહુવાળો હતો. કપાળ તસતસતું ને તેજ મારતું હતું. રંગે શામળો, પણ મજબૂત હતો. દૃઢ ઠરાવવાળો ને જોરસાદાર હતો, છતાં આ વેળા, તે ગુંચવાય તેવી હતી. થોડાક સારા સરદારો ચાલ્યા ગયા હતા ને પોતે ઉપડવાની તૈયારીમાં હતો તેવામાં આ અચાનક મામલો બગડી ગયો. પોતાની ભરાયલી કચેરીમાં પ્રથમ વાતચીત થઇ હતી કે કેવી યુકિત રમવી. દાદાજીએ પાછા જવાને વિચાર બતાવ્યો તે ન રૂચવાથી આ વખતે મહારાજ નવો ઘાટ ઘડવા મંડેલા હતા. દિલપર ઉંચી કાશ્મીરી સાલનો ડગલો પેહેરેલો હતો, ને ટાઢને લીધે તેપર બુટ્ટાદાર શાલ ઓઢી હતી. માથે મંદિલ બાંધ્યું હતું. ને તેની જમણી બાજુએ મોતીની સાત સેર કાનને અડીને લટકતી હતી. પાઘ બાંકો હતો. પાયજામો પણ કસબી કોરનો ભરેલો હતો, જમણ હાથપર જુનાવાના પાણીની લાંબી તરવાર મ્યાનમાં પડેલી હતી, જે ભાગ્યેજ વાપરવામાં આવતી હોય તેવી જણાતી હતી. કેમકે મ્યાનના દોરાના બંધ મજબૂત બેઠેલા જણાતા હતા. શિવાજી આ વખતેતો વિચારમાં એવો તલ્લીન થઇગયો હતો કે તેને આસપાસ શું થાય છે ને કોણ કોણ છે તે જરા પણ સુઝતું કે જણાતું નહોતું. માત્ર એક બાજુએ પડેલો એક ઘણો ઊંચો તેમ પૂરતા જવાહીરથી મઢેલો હીરાનો ડગલો લુટમાં આવ્યો હતો તેનાપર એની નજર ફર્યાં કરતી હતી. કોઈ કવિ એવી પણ તેથી કલ્પના કરી શકે કે તેના મનમાં એવો વિચાર આવતો હોય કે આનું શું થશે ! ને હશે પણ તેમજ. મોટી લૂટની આશા ભંગ થવાનો આ વખત નજીક હતો. આ વખતે તે નિશ્વાસ મૂકતો તેથી તેની મોટી ભરાઉ મૂછો શ્વાસના જોરે ઉડતી હતી એ ઉપરથી એનીવૃત્તિ કળી શકાશે.

પ્રથમના દરવાજામાં પેસતાંજ એક નાઝાદારે આપણા પેહેલવાનને અટકાવ્યો, કેમકે માલુસરે અગાડી ગયો હતો.

"થોભ કોણ છે, કોની પાસે જાય છે ?" નાઝાદારે પૂછ્યું.

"કોણરે ? એ કોણ આવ્યું છે ?" જમાદાર જંકોજી, જેની ફુંડ ઘણી વધેલી હતી તે ધીમે ધીમે પેટ પંપાળતો અગાડી આવ્યો ને પૂછ્યું, "વિંકોજી એ કોણ છે ?"

"જમાદાર સાહેબ, એ કોઇ સરદાર છે; તે આ બાઇ સાથે મહારાજને મળવાને શેહેરમાંથી આવેલો છે." **વિંકોજી** સીપાઇએ બડા મોટા દબદબાથી જમાદારને સલામ કરીને જવાબ દીધો.

"હું ! એ મ્લેચ્છ સરકારની હજૂર જવા માંગે છે? કમરે તારામાં અક્કલ છે કે નહિ"—જમાદારે પોતાનો ધાડો ખોખરો અવાજ કાઢી સિપાઇને દમ ભરાવ્યો. "એ કાફર ત્યાં જઇને કંઈ નવું જુનું કરે તો શું થાય તે જાણતો નથી. એ તુરકડો જઇને શું કરશે ?"

એ સાંભળતાંજ નવા પેહેલવાનનું લોહી ઉકળી આવ્યું. દરવાજામાં પેસતાંજ આ તકરારથી તેણે તરવાર ખેંચવાનો વિચાર કાધો, પણ પોતે જે કામસર આવ્યો હતો તે કરવાનો પૂરતો વિચાર હોવાથી જોસ્સાને દબાવી આ બીજા વિઘ્નને પાછું વાળવાના ઠરાવથી અબોલ રહ્યો.

પણ આપણા ઇકડે તીકડે મીરચી ખાઉની લુલી હાથમાં ઝાલી ન રહી. તેણે આ પેહેલવાનને કોઈ હલકો તુરકડો સમજી પાછી લુલી ચલાવી.

"અયે કાફર, કોણ લોંડી સાથે લાવ્યો છે? સરકારને પોતાની બઇરી ભેટ આપવા આવ્યો છે કે ? વાહ! વાહ ! અચ્છી ભેટ લાવ્યા મિયા સાહેબ ! મિયા તમે કોણ છો ?"

"તુમેરા બાવા !" ઘણો ગુસ્સો ચઢવાથી તપી જઇને પેહેલવાને રોષમાં જવાબ દીધો. "હમકું નહિ પીછાના સુવ્વર, કયા ટક ટક કરતા હૈ ?"

"સેતાન ચપ રહે!" જમાદારે દમામમાં જવાબ દીધો. "બહુ કરશે તો હમણા કાપી નાંખી. સુવરને ખાવાને આપીશ."

"બહોત લંબા મત કર હરામજ્યાદા ! તેરી મકદૂર કયા કે લંબા જાનેકા બિચાર કરે;" આમ કહી પોતાની સમશેર ઘા કરવાને ઉગામી.

"ખામોશ ! ખામોશ!" કચેરીમાંથી અવાજ આવ્યો ને તુરત **જાદોરાવ**ની નજર ટંટાપર પડી હતી તે ઉઠીને દરવાજાપર આવ્યો. **તાનોજી** એ વખતે કંઇ કારણસર તંબુ બહાર ગયો હતો. **શિવાજી**, **દાદાજી**, **રાઘો** બલાલ તથા બીજાઓ તે શું છે તે જાણવાને આતુર થયા.

"એ શું તકરાર છે દફેદાર ?" **જાદોજી**એ પૂછ્યું.

આ વખતે શું થાય છે તે પેહેલવાન, તેના બે સાથી ને **રમા** બાજુએ ઠરીને જોવા લાગ્યાં.

**રમા**ની મરજી આ વેળા એમ થઇ આવી કે **શિવાજી**ને જઇને ચકિત કરી ટંટો મટાડવો, પણ મન મારી તે પાછી હઠી કે "ફરતા ફરતી છાંપડી"ના રંગ જોવા.

"એ શી તકરાર છે દફેદાર ?" **જાદવજી**એ પૂછ્યું. "એ કોણ સર-

દાર સાથે તું વાતચીત કરી હમણા નકામી ખટપટ ઉભી કરે છે? નથી ખબર કે કેટલા ગોકાણમાં પડીને કામ કરવાનું છે તે? વખત વિચારવો અને કામ કરવું તે તમે જાણતા નથી. મહારાજ કેટલા વિચારમાં પડયા છે, ને હવે કેમ રક્ષણ કરવું તેના ઘોટાળામાં પડયા છે ત્યારે તમે માંહોમાંહે લડવાને તૈયાર થાઓછો. પરમેશ્વર પાસથી રસ્તો માગ કે આમાંથી બચાવે." આ પ્રમાણે પ્રથમ દફેદારને દમ ભીડાવ્યા પછી પૂછયું:— "શી તકરાર છે?"

"મહારાજ, કંઇ નથી. આ કાફર મહારાજ હજુર કંઇ ભેટ આપવા આવેછે, તે ધણીક રીતે મહારાજને અપમાનવાચક શબ્દથી હીણતો બોલે છે, ને આ સીનામાં કેમ ખમાય?" પોતાનો જય થયો હોય ને જાદોરાવ પર કંઇ અસર થઈ હોય તેમ પાછો ગર્વથી ફુલાઇને તે બોલ્યો:—"મહારાજનો જય થાઓ, પણ આ કાફરને અબઘડી કાપી નાંખ્યા વગર મને જંપ વળવાનો નથી." પાછું મોં પેહેલવાન તરફ ફેરવી કહ્યું કે—"કમબખ્ત! તારા ખુદાને યાદ કર, હવે આ ઘાથી તું તારાં બચ્ચાં કચ્ચાંને મળવા પામવાનો નથી."—એમ બોલતાં તરવાર ઉંચકાય નહિ તોપણ ઉંચકી.

"સમાલ! હરામજાદીના! આજે બચ્યો તો તારૂં નસીબ, પણ એક ઘા ખાલી જનાર નથી!" આમ કહી પેહેલવાને જેવી તલવાર મારવાને પટો કીધો કે વચે જાદોજીએ ઢાલ ધરીને તેપર ઘા ઝીલ્યો, નહિ તો દફેદાર પોતાના પૂર્વજ સમીપ પહોંચ્યો હોત.

"તુમ બચે! અબ બચનેવાલા નહિ. ઓર બચાનેવાલાબી નહિ રેહેગા!" આંખમાં ખુન વસાવી પાછી તરવાર સૂરતી સરદારે ઉંચકી.

"ખામોશ! પેહેલવાન ખામોશ! તેરે લાયક એ ખોરાક નહિ! સિંહકા લડના સિંહ સાથ હોગા, કુછ બકરેકે સાથ નહિ હો સકતા"—પેહેલવાનની યુકિત પ્રયુકિત ને તેની સમશેરબાજી જોઇને ચકિત થઇ, જાદોરાવે સમય સાધ્યો. તેણે જાણ્યું કે આ જેવો તેવો નર નથી, કોઇ માઇનો પૂત છે! અને આ નકામા ટંટામાં વખત જવાથી એ સરદારનો ખરો ભેદ શું છે તે માલમ પડતો અટકી પડશે; અથવા તેણે એમ પણ ધાર્યું કે કોઇ પ્રપંચી માણસ હશે તે દાવપેચથી આ ટંટામાં નાંખવા આવ્યો છે, ને તેનો લાભ લઇ શેહેરમાંનું લશ્કર તૂટી પડશે તો ઘાણુ બગડી જશે. માટે પોતામાં જે વિનય હતો તેનો લાભ લીધો.

"દરીયા-એ-હાફેજ, તરવાર મ્યાન કરો, ઓર આપકા કુછબી કેહેનેકા હોય વો મહારાજ સમીપ આકર કહો!" જાદોજીએ નમ્રવેણે પેહેલવાનને શાંત કીધો. જો કે જાદોજી કંઇ ઉતરતી શક્તિનો નહોતો; તે આપણા પેહેલવાનને બર જાય તેવો હતો.

કોઇપણ ટંટાનો નિવેડો આણુવાને આવાજ માણુસોની ઘણી જરૂર છે. બંને સમજાવી પટાવીને કામ કાઢી લેવામાં ઘણી શાંતતા, ઘણી ધીરજ, ને સમયસૂચકતા સાથે ધીટતા ને નિડરતા પણ જોઇયે. કામ કાઢી લેનાર માણુસે પ્રથમ સામા પક્ષનો ભેદ જાણુવો અને પછી કંઇપણ જવાબ દેવો. તે વગર પોતે પોતાનું પણ બગાડે ને પારકાનું પણ બગાડે છે. દફેદાર, મોટી વાત કરનારો હતો, પણ લડવામાં કંઇ નહોતો, તેથી જો આ વખતે જાદોજી આવ્યો ન હોત તો તેના રામ રમીજ ગયા હતા. અને તે કલહમાં પડત તો તેનું પરિણામ શું આવત તે કહી શકાય નહિ. કદાપિ પ્રજારક્ષક સૈન્યના ઉપરી દાવ સાધીને તૂટી પડત કે મરાઠા શૂરભેર દોડયા આવીને શેહેરનો નાશ કરત. આ તુરતના આવતા નાશને જાદોજીએ અટકાવ્યો ને મોટો વિનય વાપરી પેહેલવાનને શાંત કીધો.

"મુલ્કે ઝમાન! મહારાજ આપકે આનેસે બહોત ખુશ હોયગા, આપકા આના મુબારક હો! એ દફેદાર આપકી સામને ખડા રેહેનેકું લાયક નહિ થા, ઓર ઉસકેપર તરવાર ઉઠાના એ આપકું અબ હરામ હે. કયા સિંહ શિયાલકું મારકર ખુશ હોયગા?"

"અબ ઉસકું મારના હરામ! હરામ! તુમ કોન હો, એ હમકું માલુમ નહિ હે, લેકીન તુમ બડે લાયક આદમી હો, ઉસ સબબસે હમ તુમકું ઇતના કેહેતે હે કી મહારાજકું જાકર બોલો કી તેરે બાસ્તે એક બડી અચ્છી ચીઝ ભેટ લાયા હું, એ તપાસકર લે. હમકું ટંટા કરનેકી કુછબી જરૂર નહિ, લેકીન જબ હમેરે ખુદા ઓર હમેરી જાતપર કુછબી હીના લગે એસા કેહેનેમેં આવે તબ હમ કબી સુન રેહેનેવાલે નામર્દ નહિ."

"આપકા મુબારક નામ કોનસા, ઓર આપકા કયા દરજજા સૂરતકી બીચમે હે?"

"મેં એ કુછબી કેહેનેવાલા નહિ. મેરા ઇરાદા ઇતનાહી હે કે તેરા લૂટારા સરદારને હમેરે દેશકા રાંક લોકકું તકલીફ દીયા તો હમ ઉસકું ઇતના બતાનેકા ઇરાદા રખતે કે જૈસે તુમ બેરેહેમ હો એસા મહમદકા લડકા નહિ હે."

"સાબાશ! સાબાશ! રાસ્ત હે! સરદારને બહોત અચ્છા કહા!" ત્રણે સ્વારોએ 'કોરસ' કીધો.

"હમેરા નામ, કામ, ઓર ઠામ જાનનેકી તુમકું કયા ઝરૂર હે?" પેહેલવાને પાછું બોલવા માંડયું. "એ જાનો ઓર ન જાનો એ દોનો તુમકું એક સરીખા હે. મેં જો ચીઝકે બાસ્તે આયા હું એ ચીઝ દેના ઓર રૂખસત લેના એ બિગર દુસરી હમકું ટકટક નહિ હે. કસમ હે તન

પંજ પાકકી, હમકું દુસરા કુછભી કામ નહિ હૈ, ઓર તેરા મહારાજકી સામને આનેકાભી ઈરાદા નહિ કરતે. જબ મેદાનમેં આયગા તબ બતાયગા કે હમ કોન ઓર હમ કેસે હૈ. 'સમય બીન ફીકી લગે શૈર સબકી બાત' એસા હે. અબ સંદેશા લાયા તબ લડાઈકા મેદાનકી બાત કરના ઓ નામર્દકા કામ હૈ!"

"આફરીન! આફરીન!" રમા સાથે બે સરદારોએ બુમ પાડી.

"તુમ દખિની લોક હમકું કાફર કહેતા? કાફર કૌન? હમને કયા કાફરકા કામ કીયા? તુમ હિંદુ કાલા લોક, નહિ ઇમાનકા નહિ તુમેરી જાતકા બચાવ કરતે, ઓર સબકું સોતે ઘાસકી મીસાલ કાટ ડાલતે, ઓર સોતે બચ્ચે ઓર ઓરતકું મારતે ઓ કાફરકે કામ હૈ કી હમ તુમેરી ઓરતકા રક્ષન કરતે ઓ કાફરકા કામ હૈ?"

"અમીર બીન ઉમરાવ! તુમ કહેતે ઉસકા જવાબ દેના બડા મુસકીલ નહિ, લેકીન તુમ મહારાજ"—

"અરે! જાદોજી, એ શું છે? કોની સાથે ખટપટ કરે છે? અહિં લાવ જે હોય તેને"–તુટક તુટક શબ્દમાં દાદાજીએ જાદોજીને બુમ મારી પોતા પાસે બોલાવ્યો.

શિવાજી નજીક સઘળા જઇને ઉભા. મહારાજને પેહેલવાન જરા પણ નમ્યો નહિ; પણ તેનો તેના સરદારે સત્કાર કીધો. તે પેહેલવાન કોણ છે તેની સામા ટગર ટગર જોતાં મહારાજે વિચાર કીધો, કે આ કોઇ ઘણો હિંમતવાન નર છે. તે શામાટે આવ્યો છે, તે જાણવાને શિવાજી ઘણો આતુર થયો.

---

## પ્રકરણ ૧૭ મું.

### દ્વંદ્વયુદ્ધની માંગણી.

કચેરીમાં સઘળાઓ આવ્યા પછી, ને આસપાસના બીજા સરદારો આ ચમત્કાર જોવાને દોડી આવ્યા તેઓએ પોતપોતાની જગ્યા લીધા પછી ચોબદાર જે નવીજ છડી લઇને ઉભો હતો તેણે, પોતાના હમેશના રીવાજ પ્રમાણે નેકી પોકારી સૌને સાવધ કીધા. સભામાં આ વખતે તદન ચુપકીદી પથરાઇ ગઈ હતી, ને સૌ જાણવા આતુર થયા હતા કે આ શો રંગ છે!! લડાઇના વિચાર લડાઇને ઠેકાણે રહ્યા હતા ને હવે આ અકસ્માત્‌માં તેઓ કંઇ નવું જોવા–થવાની આશા રાખતા હતા. જે તે સ્થળે હોય તેના જોવામાં પ્રત્યક્ષ આવતું કે હાલનો બનાવ કંઈ ઘણો ગંભીર વિચારશીળ છે, અને શેહેરમાંથી અવરોધ માટે નહિ, પણ લડવા માટે આ

વતું લશ્કર જોઇ–વળી તેમાં મુસલમાન ને હિંદુ બંને છે એ જાણતાં મ રાઠા સિપાઇયોની મુખમુદ્રા કંઈક તેજરહિત થઈ હતી, ને તેઓનો શ્વાસ ઘણો થંડો હતો.

મુસલમાન પેહેલવાને સામા આવતાં વાર ઘણી કડવી નજર શિવાજીપર ફેંકી, અને જ્યારે તે થોડો સમય ઉભો રહ્યો ને કોઈએ સન્માનાર્થે બેસવાને આસન ન દીધું, ત્યારે તે ઉગ્રતા પામી, પાસે એક ઘણી સુંદર ખુરસી પડેલી હતી તે ખેંચી લાવી મ્યાનમાંથી તરવાર કાઢી, બરોબર શિવાજીની સામા બેઠો. આથી તુરત તો કચેરીમાં ઘણો ગભરાટ થયો. શિવાજી પણ આ નિડરતા ને ધીટતા જોઇ આશ્ચર્ય પામ્યો. તેણે નક્કી કીધું કે આ જેવો તેવો નર નથી, તેમ સાંખી જાય તેવો પણ નથી.

સર્વ કચેરી શાંત હતી. કોઇનો હોઠ પણ હાલતો નહોતો.

અંતે શિવાજીએ શાંતિ તોડી.

"જાદોજી, એ કોણ જવામર્દ આપણી કચેરીમાં આવ્યો છે?" તે બોલ્યો.

જાદોજી શું જવાબ દે છે તે જાણવાને સૌ ચાતક પેઠે આતુર થયા. સંધાનું લક્ષ જાદોજીના મોં તરફ હતું. ક્ષણભર વિચાર કરી તેનો હોઠ ફાટયો.

"આ કોઇ મુસલમાન સરદાર મહારાજ સમક્ષ આવવા માંગતો હતો;" તેણે નમન કરતાં કહ્યું. "દરવાને કંઇ અપમાન કીધું ને તેથી તે રીસે ભરાયો ને ક્ષણભર વિલંબ લાગત તો એ વિંકોજીને ધૂળ ચાટતો કરત."

"હં ! એ મ્લેચ્છ એટલો બધો શક્તિમંત છે ?" દાદાજીએ તૂટક તૂટક શબ્દમાં કહ્યું. "ભાઈઓ રે ! આજે એ વિંકોજીને ધૂળ ચાટતો કરવા શક્તિમાન થાત તો એ બેરેહેમ પછી મને પણ જમ રાજાપાસે પહોંચાડત, ને પછી મહારાજપર એ ચોર પોતાનો કીનો કેમ ન લેત ?"

"હાં ! માબાપને સાચું કહું છું, એ તરકડાને તેથી મારી નંખાવવો જોઇએ." વિંકોજીએ ઘણી છટાથી ત્રણ કકડે પોતાનું વાકય પુરૂં કીધું.

"એ તરકડાને તો મારવોજ જોઈએ, ભરતખંડમાં તરકડા ન રેહેવા જોઇએ." સો પચાસ મોંમાંથી આ વાકય નીકળી પડયાં.

"મહારાજને શું કહું ! દરવાજામાં પેસતાંજ હજારો ગાળો દઇ મને રોષે ચઢાવ્યો;" વિંકોજીએ પૂરવણી કીધી. "મેં ઘણી નમ્રતાથી કહ્યું કે બાઇ, મહારાજ, સાક્ષાત્ પરશુરામ અવતાર પાસે મ્લેચ્છથી જવાશે નહિ, પણ એ તરકડાએ કંઇપણ ગણકાર્યા વગર અગાડી વધવા માંડયું." અહીંઆ વિંકોજી જરાક અટકી પડીને પછી પાછો બોલ્યો. "સાક્ષાત્ અર્જુન સ્વરૂપને મોંઢે બોલતાં લજ્જા પામું છું કે એ તરકડાએ મહારા-

જને ઘણી 'આયચી માયચી' દીધી છે. એ સાંભળતાંજ મારો પિત્તો તપી આવ્યો ને જો **જાદોજીરાવ** ન આવ્યા હોત તો એના બોલવાનું ફળ એ તરકડાને ચખાડત!"

"મહારાજને અપમાન કરનાર મ્લેચ્છને **ભવાની** જીવતો ન જવા દેશે;" ફરીથી મોટો પોકાર ઉઠયો.

પણ આપણો પેહેલવાન તો અડગ રહ્યો. તેણે તો જાણે કંઇ સાંભળ્યું નહિ હોય તેમ ખરેખરો શાંત રહ્યો, ને તેથી **શિવાજી** જે આ સઘળી ચરચા જોતો હતો તે વધારે વિસ્મય થયો. પેહેલવાનની પીઠપર બે સ્વાર ને તેની પૂઠે **રમા** બુરખામાં હતી, જેનાપર હજી સુધી **શિવાજી**ની નજર ગઇ નહોતી. તે ત્રણે પણ ઘણાંજ શાંત હતાં. **શિવાજી**ની હવે ખાત્રી થઇ કે આ પેહેલવાન, જે સામા નિડરતાથી બેઠો છે તે દ્વંદ્વયુધ્ધમાં પણ પાછો હઠે તેવો નથી.

જ્યારે **વિંકોજી** બોલી રહ્યા ત્યારે **શિવાજી**એ ઘણીજ ગંભીરતાથી પૂછયું કે, "એ સરદારે બીજું કંઇ કીધું છે?"

"મહારાજને ઘણી ગાળો દીધી એથી વધારે શું ?!" ત્રણ ચાર મુખમાંથી શબ્દોચ્ચારનો ધ્વનિ સંભળાયો.

"કંઇ ફીકર નહિ!" ટુંકામાં મહારાજાએ જવાબ દીધો. "ગાળ દેવી એ જો સરદારો પુરુષાર્થ માનતા હોય તો તેઓને તેજમાટે જન્મ આપેલો આપણે જાણવો. શૂરપુરુષની ગાળો ઘણી મોંઘી છે તે તમે જાણતા નથી ?" આસપાસ કચેરીમાં નજર કરી પૂછયું. "આપણે કંઇ ગાળો દેવા કે તમાસો જોવા આવ્યા નથી, પણ લડવાને આવ્યા છિયે. પણ તેમ છતાં તમે કહોછો કે આ અમિર બીન ઉમરાવે પોતાનો દરજ્જો ભુલી જઇને ગાળો ભાંડી હોય, તમારા મહારાજના પદને અપમાન પહોંચે તેવાં વચન કહ્યાં હોય તો તમારે શું કરવું છે તેનો મારે વિચાર જોઇએ છે. તમારો વિચાર આપો, મારે તેની જરૂર છે."

"કોણ કોણ પાસેથી વિચાર માંગવામાં આવે છે ?" **તાનાજી**એ એકદમ આવતાંવારને પ્રશ્ન પૂછયો.

અને સઘળાઓ એક મોટા તોફાની આંચકાથી ચમકયા હોય તેમ સ્તબ્ધ થયા. "મહારાજ આ અમિર બીન ઉમરાવ માટે કંઇ પૂછોછો ની?" **તાનાજી**એ પૂછયું.

"હા." **દાદાજી**એ ડોકું ધુણાવી જવાબ દીધો.

"ઠીક, તમે આજે આવા બારીક સમયમાં ઘણી સારી તપાસ લઇ બેઠાછો. જ્યારે આપણે આપણા અગત્યના કામમાં મચવાનું છે ત્યારે આ

ન્યાયનો દરબાર ઠરાવી તેમાં તમે પોતાનો વખત ગાળો છો. આ અમીર, કે જે આપ મહારાજની હજુર કંઈ મોટા કારણસર આવ્યો છે ને મહારાજને પોતાના નગર તરફથી ભેટ આપવા આવ્યો છે તેને મળવા આવતાં નાહક જે અટકાવ કરે તેને પેહેલાં શાસન કરવું અગત્યનું હતું તેને બદલે મહારાજ બીજાને પ્રશ્ન પૂછોછો એ આશ્ચર્ય જેવું છે. દરવાજાપર પલટણો ખડી છે ને આપણા ને સામા પક્ષના માણસો જોઇએ તેવા લડવાને તત્પર થયાછે! તેવા વખતમાં આ સરદારનું આવવું જો આપણા લાભમાં હોયતો તેનો લાભ લેતાં વિલંબ ન કરો મહારાજ! આપણે આપણા કામ સાથે કામ છે, મિથ્યા વખત ગાળવાની કંઈ જરૂર નથી."

"રાસ્તહૈ! રાસ્તહૈ!" બે સ્વારે સાબાશી આપી.

"વખતસર ઠીક ચેતવણી દીધી." જાદવજીએ ટાપસી પૂરી.

"સાબાશ! કેવી યુક્તિથી નકામી પંચાતીને અટકાવી;" દાદાજી બોલી ઉઠયા. "તાનોજીભાઇ, તેં બરાબર કહ્યું છે."

"તાનોજી, હું જાણુંછું કે તું કંઇક માહિતગાર છે, તેથી બોલ એની હકીકત, ને કેમ કરવું તેનો તુંજ ઠરાવ કર." શિવાજીએ તાનોજીને આગળ બોલાવી કહ્યું.

"પણ નકામું તાનોજીને પૂછીને શું ફળ મેળવવું છે? એ સરદારનેજ પૂછોની?" બલાલ, જે તાનોજીની ચઢતી જરાપણ જોઇ શકતો નહિ હતો, તેણે મહારાજ સમીપ તાનોજીને બેસતો જોઇ રંજક મૂકયું.

"બસ, બહુ થયું." આજ્ઞાવાચક શબ્દથી શિવાજીએ હાથ કરી માધવને બોલતો અટકાવ્યો. "આપણે નકામી તકરાર બંધ પાડીને રસ્તાસર આવવા માંગીએ છિએ ત્યારે આ ટંટો શાને જોઈએ? જે જાણે છે તેને બોલવા દો ને લડનારા અથવા જેનાથી ખમાતું ન હોય તે બહાર જાઓ. શું મારે બધા નચાવે તેમ નાચવું?"

"મહારાજને એમ કહેનાર કોણ છે?" જાદોજી બોલ્યો. "જો તાનોજીની મરજી બોલવાની હોય તો ભલે બોલી ખુલાસો કરે, પણ તેમ ન હોય તો આ સરદારને બોલવા દેવો એ ઘણું સારૂં."

"ત્યારે હમણા સર્વે જણ પોતાના માલીક થયા છે, ને સૌ પોતપોતાના રાજા છે. અહીંઆ જય કે મોત એપર વાત આવી અટકી છે, ત્યારે શી રીતે આપણું કામ આગળ ચાલવાનું હતું! આ વખતે દરેક જણે ખરા મરાઠાના બચ્ચાં થવાનું છે, કંઇ હોંસાતોંસી કે નકામી તકરાર ઉઠાડીને ચડભડવાનું નથી. આનો નિવેડો આવે કે સૌએ ઉઠીને તાનોજી પાછળ પોતાનો પ્રાણ આપવાને ઉઠવાનું છે, ને જેની મરજી એની

પછાડી જવાની નહિ હોય તે ભલેને ચાલ્યા જાય પોતાને દેશ. મેં એને આજના દિવસનો રંરદાર ઠરાવ્યો છે. જે કાયર હોય તેણે તો મુંગા મરી જવું."

જ્યાં મહારાજ આ પ્રમાણે બોલી રહ્યા કે એકદમ "હરહર **મહાદેવ**! **ભવાનીકી** જે." નો મોટો પોકાર આખી કચેરી ને સૈન્યમાં ગાજી રહ્યો. **બલાલ** ને **જાદોજી**તો વિલા પડી ગયા. આથી પેહેલવાનને મોટો ભય ઉપજ્યો. પણ તે જરાએ ચળ્યો નહિ.

"ચૂપ ચૂપ!" ગણગણાટ અટકાવવા માટે ચોબદારે છડી ફેરવી પોકાર કીધો. મહારાજે **તાનોજીને** હુકમ કીધો કે સર્વ વર્તમાન નિવેદન કરવું.

"મહારાજના હુકમથી બોલવા તત્પર છું. આ શેરદીલ સમશેર જંગી નર એક એવો છે કે એના મોંથી સાંભળેલું વધારે અગત્યનું થઇ પડશે; ને **માધવરાવ** ને બીજાઓને પોતાને જોઇતો ખુલાસો થશે. હું માત્ર એ દરીઆએ હાફેજના ગુણથી એટલોજ વાકેફ છું કે તે કોઇ ઘણા મોટા અગત્યના કારણસર આવ્યો છે. તે મોટા કુળનો નામીચો નર હોવો જોઇએ."

"પનાહે આલમ," પેહેલવાન તરફ નજર કરી **તાનોજીએ** પુછ્યું- "મહારાજને આપ આપનું વર્તમાન નિવેદન કરશો? આપ મહારાજ હજુર કંઇ વિશેષ જાણવા યોગ્ય હકીકત લાવ્યા હશો, ને તે કહેવામાં આપને કંઈ હરકત નહિ હશે. આપની પછાડી જે બીબી છે તેને પણ લાવવાનું કારણ છે કે નહિ? દિલાવર જંગ, આપે જાણવું કે આપ જે રીતે મ્યાનમાંથી તરવાર કહાડીને બેઠા છો તે રીતિ જો કે આ કચેરીમાં અપમાન પહોંચાડનારી છે, ને મહારાજને તેથી દુઃખ પેદા થાય તેમ છે, તોપણ મુલ્કે ઝમાન, ખૂબ યાદ રાખો કે આપની જીદંગી આપના નગરમાં જેટલી સલામત છે તે કરતાં અહિંયા ઓછી નથી. આપે બેધડક જે કંઇ કેહેવું હોય તે કેહેવું. આપને કંઇ હરકત હોય તો તે પણ જણાવશો અમીર સાહેબ."

"કુછબી નહિ હૈ! ઇધર જો કારણસર હમ આયે હૈ, વૈ કેહેનેમે હમ કબી પીછે હઠનેવાલે નહિ." પેહેલવાને કહ્યું.

"તો આપ, આપકી જો હકીકત હૈ વો જીગર ખોલકે કહો;" **શિવાજીએ** ખુરશીપર ટટાર બેસીને કહ્યું.

સૌ તે સાંભળવા તૈયાર થયા; ને ત્યાં ક્ષણભર શાંતિ પથરાઇ ગઇ.

"આપ સબ હમેરેસે વાકફહોનેકું ઇંતેઝાર હો કી મેં કૌનહું, લેકીન ઓ જાનનેસે તુમકું કુછબી નફા નહિ હૈ, ઓ જાનો ઓર ન જાનો ઓ દોનોં સરીખા હૈ. મેરા દરજ્જા **ગ્યાસુદ્દીનરૂમીસે** જ્યાદે હૈ, ઔર મેં એક બડા પેહેલવાન કેહેલાતા હું; ઇસસે જ્યાદા જાનના તુમેરી જીંદગેસે આયગા નહિ.

હમેરે નગરપેં તુમ લૂટ કરનેકું આયા, અયે બેરેહેમ! ઔર છોટે બડે સબ આદમ જાતકું ઘાસકી મીસાલ કાટ ડાલા! ઔર આજ તીન દિન હુવા લુટ ચલાયા, ઓ કરનેકા કયા સબબ થા? અયે મહારાજ, બાદશાહ રાજા ઔર નવાબ જો કોઇ તુમ હો સો હો–ઇતના જવાબ દેઓ, ફીર મેરે આનેકા સબબ તુમકો સુનાદેઉંગા;" પેહેલવાને કહ્યું.

"તુમ મ્લેચ્છ હમેરી સરજમીનમે કાયકે બાસ્તે આયા ઉસકા કુછબી જવાબ તેરી પાસ હયે?" તાનાજીએ પ્રશ્નનો ઉત્તર પ્રશ્નથી દીધો.

"હયે! હમેરે ખુદાસે એસા હુકમ હૈ કે જો કાફર હોય ઉસકું દીનમેં લાના, ઓ સબબસે મેં નહિ, લેકીન જો આયા વો આયાથા. તુમતો તુમેરી જાતવાલોંપર ચઢાઇ લાયા. ઔર જો તુમકું પેસા દેતા નહિ ઉસકું માર ડાલતે, કાટ ડાલતે, ઔર રિબાતે. હમ એસા હેવાનિયતકા કામ કરનેવાલે નહિ, ઔર જીનોંને કીયા હૈ ઉનકું ખુદાકે વહાં જવાબ દેના પડેગા. ઓ તકરાર કુછબી અચ્છી નહિ હૈ, ઉસ સબબ હમ ઇતનાહી કેહેતા કી જેસે તુમ લોક બેરેહેમ હો એસે હમ લોક નહિ હૈ. નવાબને હમકું હુકમ દીયા હૈ કી તુમ સબ કાફર લોક હમેરે મુલકમેસે ચલો જાઓ, જો ન ચલે જાઓગે તો હમેરી પાસ બહોત સિપાઈ હૈ, વે કુછબી રેહેમ બીના તુમ સબકું કાટ ડાલેંગે. તુમને જો ગુન્હા કીયા હૈ વો માફ હૈ, ઔર જો લૂટ કીયા હૈ વોબી કુછ પીછે ન લેના ન દેના. ઇસસે જાઓગે તો તુમકું એક બડી અચ્છી ચીઝ હમેરે નવાબ તરફસેં ભેટ દેનેકું આયાહું."

"તમે મ્લેચ્છના હાથથી અમને શું મળવાનું છે?" શિવાજીએ પૂછયું. "તમારી પાસે છે શું ને હતું શું? તરકડાઓ જ્યારથી આ દેશમાં આવ્યા છે, ત્યારથી તેઓએ સત્યાનાશ વાળ્યું છે, ને અમારો હેતુ એજ છે કે તેનો નાશ કરી પાછી હિંદુઓની ગાદી સ્થાપવી."

"બહોત અચ્છા જવાબ!" પેહેલવાને કરડાકીમાં જવાબ દીધો. "તુમ હમ મ્લેચ્છકું નિકાલ દેતે કિ હમ સબ કાફરકું નિકાલદેતે ઓ તો બખત આયગા તબ માલૂમ હોગા. અબ જીતના બોલના ઉતના બકવા હૈ. તુમ કાફરોંને હમેરે સામને પેહેલ કી હય તો અબ હમેરા હાથબી કુછ દેખનેમેં આયગા. જદ નહાર તૂટ પડેગા તદ બકરોંકા કયા હાલ હોયગા ઓ માલૂમ હૈ યા નહિ? તુમેરા તાનાજીકું મેરી સામને લડનેકું ભેજો. જો ઓ જીતેગા તો હમેરે નવાબ સબ શેહેર છોડકર ફકીરી લેઇંગે, લેકીન તુમ હારોગે તો કયા દેઓગે?"

"ટકટક મત કરો અમીર સાબા" તાનાજીએ તાનો માર્યો–"હમ લડનેકું તૈયાર હૈં. બેવકુફ સીપાહ બચ્ચા દુસરેકી મીનમેં કુછબી એકીલા

કર સકેગા નહિ. મહારાજ, એ મૂર્ખકું શીર કટાને દો. ઓ પીછેસેં દેખેગા કે હેમકાઇસે કયા બુરા પરિણામ હોતા હૈ. અમીર સાબ, અબ કાયકે બાસ્તે તુમ બેચેન હોતા? અપન દોનો મરનેસે ડરને વાલે નહિ, તબ દો જનકા હોમ હોનેસે સબકો તો અચ્છા હોયગા. ચલો, મયદાનમેં ચલો, કીસીકી ફતેહ હોતી હયે વો દેખનેકે ખાતર તુમ કચેરી મંડલ સબ ચલો."

**તાનાજી**એ પોતાની અડધી મ્યાનમાંની તરવાર પૂરી ખેંચી કાઢી, ને અગાડી ચાલી પહેલવાનને સલામ કરી હાથપર ચુંબન કરી તેને મુબારકબાદી ચાહી. બંનો જણ ચાલવાને તૈયાર થયા; પણ તેટલામાં **શિવાજી**એ પૂછયું.

"તુમ ખાનસાહેબ કોન હો?"

"તુમ મેરે બાસ્તે પૂછતે હોજી? જદ સુનો, મેં એક બડા જબરદસ્ત સૂરત શેહેરકા પહેલવાન હું, ઓર મેરે હુકમ બીના કીસીકા હુકમ ચલતા નહિ હે. તુમારેમેં કુછ લડનેકી તાકાત નહિ હૈ, ઉસ સબબસેં તુમને તુમેરા સરદારકું આગે કિયા. જો તુમારી મરજી હોવે તો અપન દોનોંકી મુલાકાત બરાબર હોયગી."

"બસ! બહોત હુઆ!" **શિવાજી**એ એકદમ વચ્ચે અટકાવ કીધો, "મિયાસાબ, તુંમેરી સબ બાતાં હમને સુંની, તુમેરી હોશિયારી બતાનેકા બખત દૂર નહિ હૈ." પછી ફરીને **તાનાજી**ને કહ્યું, "તારે બહુ હોશિયારીથી કામ કરવાનું છે. તારાપર સઘળો આસરો છે, આ મુસલ્લાને નસાડવો એ તારૂં કામ છે. જા તને **ભવાની** ફતેહ આપશે, ને આજે કંઇ નવોજ બંગ થશે."

"**મહાદેવ!** હર! હર!"ની **શિવાજી**એ બુમ મારી ને તેનો પ્રત્યાઘાત તેવોજ થયો. ચોપદારે તુરત બુમ મારી કે–

"કચેરી બરખાસ્ત થઇ! મહારાજ **શિવાજી**નો જય!" તુરત સઘળા ઉઠીને બહાર મેદાન તરફ આવવા નિકળ્યા.

---

## પ્રકરણ ૧૮ મું.

### શત્રુની છાવણીમાં શત્રુથી બચાવ.

"અમીર સાહેબ લગાર ઉભા રેહેશો?"

કચેરી બરખાસ્ત થઇ અને ચોપદારે નેકી પોકાર્યા પછી સઘળા સંભાજનો દુમાલની સામેના મેદાનમાં એકઠા થયા અને દ્વંદયુધ્ધનો જે રંગ

અખાડો મચવાનો હતો તે જોવાને ઘણા જુસ્સાથી તંબુની બહાર નીકળી ગયા. **તાનોજી**ના મનમાં ભય હતું કે એનું પરિણામ કેવું આવશે ! ને જો હાર થઇ તો ફજેતી થશે, ને મુવા વગર છુટકો નથી, તેમ અમીરના મનમાં પણ એટલીજ દેહેશત હતી. બંનેનાં કલેજાંપર કોઇપણ ત્રાહિત શખસ હાથ ધરે તો તે ઘણાં ધબકતાં જણાતાં હતાં; તથાપિ જેવા જોસ્સાથી **તાનોજી** માલુસરે ઉઠીને ઉભો થયો તેવાજ જોસ્સાથી, જરાપણ ખંચાયા વગર એણે પણ પોતાનું પગલું આગળ ભર્યું.

પણ **રમા,** જે એક ઘણી કાબેલ સ્ત્રી હતી, અને જે આ જુવાનની હિમ્મત, ચતુરાઇ અને સાહસિકપણું જોઇ મોહિત થઇ રહી હતી, તેણે જોયું કે કદાચિત્ અમીર જીતશે તોપણ તે જીવતો જવા પામશે નહિ. મુસલમાનોમાં જે કેટલાક અમીરી ગુણો છે તે અમીરી ગુણો હિંદુઓમાં નથી, તે **રમા** ઘણી સારી રીતે જાણતી હતી; ને તેથી એના મનમાં લાગ્યું કે જે મારા રક્ષણમાટે આ છાવણીમાં આવ્યો છે તેનું રક્ષણ કરવું એ મારૂં કામ છે. જે વખત કચેરીમાં ખરેખરી તકરાર ચાલતી હતી તે વખતેજ તેણે કેટલીક સૂચના કરવાનું નક્કી ધાર્યું હતું; પણ આસપાસ જે ચોકી પેહેરા હતા તેમાંથી વાતચીત કરવી ઘણી ભય ભરેલી છે એમ ધારી તે અબોલ રહી, પણ તક જોયા કરતી હતી.

સઘળાઓ તંબુ છોડીને આગળ નીકળી ગયા, ને સહુથી છેલ્લાં **રમા** અને આપણો જુવાન અમીર બેજ રહ્યાં ત્યારે લાગ જોઇને **રમા**એ આ અમીરને ઉભો રાખવાનેમાટે પોતાનો મોહક સાદ કહાડયો.

“અમીર સાહેબ કેમ સંભળાયું કે ?” **રમા**એ ધીમે સાદથી કહ્યું.

“ગુલરૂખ ! હમકું બોલાતી હે?” અમીરે પાછા ફરી ઘણી નરમાસથી પોતાનો શબ્દ કહાડયો.

“હા, મારે કંઇક સંકેત આપની સાથે કરવો છે. તમને કંઇ હરકત તો નથી ?” **રમા**એ પૂછ્યું.

“દુશ્મન કે બીચમેં હમકું કયા ભય હૈ ! હમનેતો હમેરા શીરકી ઉમેદ સબ છોડ દી હૈ, અબ જો ચાહો સો કહો. લેકીન હમેરે જીમેં એક બડી ચીઝકી આતુરતા રહે જાયગી કી હમેરી બેગમકા કયા હાલ હોગા. ઓ તો લડનેમેં બડી ચબરાક ઔર ચાલાક હૈ, ઉસકું જાકર હમેરી સબ કેફીઅત કહે ઐસા કોન હમકું કોલ દેતા હૈ ?” અમીરે જરાક ગભરાટથી પૂછ્યું, કેમ કે પોતાના જાનની સઘળી આશા તેણે છોડી દીધી હતી. બે મરાઠા, જે અમીરની અગાડી ગયા હતા, તેમની વાતચીત ઉપરથી આ અનુમાન કરવાને તેને કારણ મળ્યું હતું. તે મરાઠાનું બોલવું એવું હતું કે ‘જો લડતાં ન હારશે તો બચતાં પણ મરશે,’ અને તેનો અર્થ ઘણો ખુલ્લો હતો.

નહોતો. ચીસો પણ તેટલીજ નીકળતી હતી. તે ભયાનક ગંભીર અવાજ સાંભળીને સૌ ચકિત થયા તેટલામાં સૂર્યોદય થયો. **શિવાજી**એ ધાર્યું કે હવે બચવાનો રસ્તો માત્ર નાસવું એજ છે.

પોબારા ગણી જવાને **શિવાજી**એ યત્ન કીધો, પણ પોહોળાઇ ને લંબાઇથી લશ્કર એટલું તો ચોતરફ ફરી વળ્યું હતું કે કયે માર્ગે નિકળવું તે નક્કી કરવાનું સુઝયું નહિ. એક ક્ષણ નજર ફેરવી **તાનાજી** તથા બીજાઓને પોતાનો સંકેત કર્યો. સૌ એક સ્થળ તરફ ભેગા થવા મચ્યા, પણ શેહેરી લશ્કરે તેમ થવા દીધું નહિ. રોકાયલા માર્ગમાંથી તેણે ધીમેધીમે પાછા હઠવા માંડયું. ને પચાસ માણસના ભોગે તે દરવાજા બહાર પડયો હવે તેણે ઘણા જોસમાં પોતાના માણસોને નાસવા માટે બ્યુગલ ફુંકયું, ને કંઇ પણ વિસામો ખાધા વગર એકદમ દોડવાનો ઠરાવ કીધો. તેણે પોતાના ઘોડા ખાનદેશના રસ્તા તરફ દોડાવ્યા.

વાઘની પેઠે છલંગ મારતું શેહેરી લશ્કર તેની પૂંઠે પડયું, ને પાંચ મૈલ પછાડી દોડ કરતામાં બહુ માણસોને કાપી નાંખ્યા. દોડતું લશ્કર પોતાની પૂઠે છે એમ ધારીને મરેઠી સેનાના માણસો જે નવસોમાંના માત્ર ચારસો રહ્યા હતા તેઓ જેમ તેમ કરતા **શિવાજી** સાથે જઇ શકયા. આ વખતે લશ્કરે જે બહાદુરી બતાવી હતી તે સુરતના ઇતિહાસને હંમેશા શોભા આપે તેવી છે. **શિવાજી**ને આ વેળાનો પરાજય એટલો તો સાલ્યો કે તેના મનમાંથી તેનો ડાઘો કેટલાક દિવસ સુધી ગયો નહિ. જ્યારે **શિવાજી** ઘણે દૂર નીકળી ગયો, ને હવે પૂંઠ પકડવી વ્યર્થ છે એમ સુરતના લશ્કરને લાગ્યું ત્યારે તેઓ પાછા વળ્યા.

---

## પ્રકરણ ૨૮ મું.

### બાદશાહી દરબાર.

પાછું ફરેલું લશ્કર, નવાબના બાકી રેહેલા લશ્કર સાથ ભેળું થયું. નવાબે પોતાની તરવાર હવે ફેંકી દીધી. અને બાજુએ જઇ પોતાની પ્રિયાને બગલગીરી કીધી, અને છાતી સરસી ચાંપી ચુંબન કરી પોતાનો પ્રેમનો ઉભરો ખાલી કીધો. પણ આ વેળાએ **મોતી**ના હાવભાવ ઘણા વિચિત્ર જણાતા હતા, અને તેનું લોહી ઉકળી આવ્યું હતું.

"પ્રિયનાથ, હવે કેમ છે?" **મોતી** બોલી.

"એક બનાવ બહુ અનર્થકારક બન્યો છે, દીલોજાન!" નવાબે જવાબ દીધો.

"પ્રિયનાથ, કમનસીબ, એ કંઈ આવા પ્રસંગમાં નવું નથી, પણ કેવા પ્રકારનો તે અનર્થ છે?"

"તારી પ્રિય સખી **મણી** આ રણમાં પડી એ એક મોટો જબરો કમનસીબવાન બનાવ બન્યોછે. **હરિલાલ** પોતાની દિલોજાન મેહેબુબના આ સમાચાર જાણતાં મોતના કાંઠાપર આવ્યો છે. દરબારી વૈદોને તેની માવજત માટે મોકલ્યા છે."

એકદમ **મોતી** મોટેથી બૂમ પાડી ઊઠી અને તે મૂર્છાગત થઇ પડી.

"બસ તું ગભરાના, જે બનનાર હતું તે બન્યું અને તે નહિ બન્યું થનાર નથી. પ્રાણવલ્લભા, જે ઉપકાર તારી પ્રિય સખીએ આ રાજ્યપર કીધો છે તે ઉપકાર જેવો તેવો નથી. તેનો બદલો વળાય તેમ પણ નથી, પણ હવે ઉપાય નથી. હવે તું એક વાત સાંભળ, અને તે પ્રમાણે વર્તે તો બહુ રૂડું થાય. **હરિલાલ** શેઠને આ વેળાએ જે દુઃખ લાગતું હશે તે જેવું તેવું નથી, માટે તું તેની પાસે જા અને દિલાસો દે. તેની પ્યારીના મરણનું દુઃખ, જેવું મને મારી પ્યારીના મરણ માટે લાગે તેથી કંઇપણ ઓછું, આવી સદ્ગુણી સ્ત્રી માટે લાગે નહિ. તારે કોઇપણ રીતે તેને ઓછું નહિ પડે તેમ વર્તવું, અને આ મોટા નુકશાનનો જે બદલો માગે તે આપવાનું વચન આપી આવવું."

શુદ્ધિમાં આવ્યા પછી **મોતી**એ આ સઘળું સાંભળ્યું પણ તે કંઇ એ બોલી નહિ. તેનું ચિત્તજ ભ્રમણાપર ચઢયું હતું અને તેના મોંમાં બોલવાની જરા પણ શકિત નહતી, તેથી આ વેળાએ આ આજ્ઞાનો ભંગ કીધા શિવાય તેણી એકદમ તે પ્રમાણે ચાલવાને તત્પર થાય એ અશકય હતું. ઘણો વખત સુધી તો તેનો દમ બંધાઇ ગયો, પણ જ્યારે પોતાના પ્રિય નાથની આજ્ઞા થઈ હતી ત્યારે તેનાથી કોઇપણ પ્રકારે તેને નારાજ કરવાનું ઠીક લાગ્યું નહિ. આટલીવાર તે આમ તેમ વામાટામા મારતી હતી; કીયે મુખે તે **હરિલાલ** પાસે જાય? તે **મણી**નેજ આસપાસ ઝંખ્યા કરતી હતી, ને તેથી અથાક શોકમાં પડવાથી કંઇ બોલાતું નહિ હતું, પણ ઘણી વારે આ પ્રમ ણે બોલી:-

"ખાવિંદ! આપની આજ્ઞા બજાવવાને દાસી તત્પર છે, પણ આપજ પધારો તો તે ઘણું રૂડું ગણાશે. મારી પ્રિય **મણી**! હાય તેનું નામ યાદ કરતાં મારૂં હૃદય અત્યંત કલ્પાંત કરે છે, મને તેનાથી વિશેષ પ્રિય માત્ર આપજ હતા. પણ શું તેનો કોઇ બચાવ કરી શકયું નહિ? દરીયાએ હાફેઝ! તે પાપી ચંડાળો આ નગરને સર્વ રીતે લૂટી ગયા હોત તો ભલું કેહેવાત, પણ આ પ્રસંગ મારો અંત આણનારો થશે. હાય! ઓ પ્રભુ!"

તેણીએ પોતાની પ્રિય સખી માટે વિલાપ કીધો; "રે **મણી** તું મારી પ્રિય બેહેનને મારી તરફથી કોણ કહેશે કે તારૂં લોહી રેડાયું છે તેની દોષિત હું છું? તારૂં સર્વે સ્થળે કલ્યાણ થાઓ." આમ બોલતાં તેની આંખમાંથી ડબક ડબક આંસુની ધાર વહેવા લાગી.

આ દેખાવ જોઇને નવાબની છાતી પણ ભરાઈ આવી, અને આ સઘળું મેદાનમાંજ બને તે કોઈ જોય તો તેની અસર ઘણી માઠી થાય એમ ધારીને વજ્ર છાતી કરી મોં ફેરવી નાંખી ઊભો થયો. **મોતી** પણ તેટલામાં ઊભી થઇ બંનેએ ચાલવા માંડયું. પણ તેટલામાં નવાબે કહ્યું:– "તારી ઇચ્છા જવાની નથી? નહિ, નહિ, તુંજ જા. સ્ત્રીઓની હાજરી આવા શોક પ્રસંગમાં ઘણી અસર કરે છે. તેનો કુમળો હાથ શિરપર ફરે છે તો તુરત દુઃખ નાસી જાય છે. મન શાંત થાય છે અને આનંદ પમાય છે. સ્ત્રીનું હસતું મુખડું રાખવાને માટે, તેનો સત્કાર કરવા માટે તે પોતાનું દુઃખ વિસરી જાય છે, માટે મારી સંપૂર્ણ ઇચ્છા છે કે તું **હરિલાલ** પાસે જા અને તેને દીલાસો આપ."

"પ્રિય પતિની જેવી ઇચ્છા! હું જઇને તેના શોકનું નિવારણ કરીશ." **મોતી**એ એમ બોલી ચાલવા માંડયું. સઘળું લશ્કર પણ થોડી વારે ઉપડી શેહેરમાં આવ્યું.

આ વેળાએ **હરિલાલ** પોતાના ઘરના ત્રીજા માળપર એક ખુણામાં બેસીને પોકેપોક મૂકીને રડતો હતો. તેની પ્રિયાના શબને બાળી આવી હમણાજ તે માળપર આવીને બેઠો હતો. મહા મુસીબતે તે છેલ્લી ઘડી સુધી ધીરજ રાખી રહ્યો. જે મરદાઇથી શેહેરના રક્ષણ માટે પોતાની પ્રિયાએ મહાભારત કામ કીધું હતું તેમાટે અત્યાર સુધી તે ધીરજ રાખી ધીરતાથી બેઠો હતો; પણ ઘરમાં, પોતાના ઓરડામાં પગ મેલતાંજ તેનાથી રેહેવાયું નહિ, ને એકદમ પોક મૂકી રડવા લાગ્યો. ગમે તેવા પરાક્રમથી, ગમે તેવા વીરલા કર્મથી એક યોદ્ધો મરણ પામે છે, તોપણ તેનાં સગાં સ્નેહીઓની છાતિ રૂંધાઇ જાય છે; તો એક રણમાં, પોતા સમક્ષ પોતાની સ્ત્રીને મરણ પામતી જોઈ, તે યાદ આવતાં એક પતિની છાતી કેમ નહિ રૂંધાય? **હરિલાલ**ને જેમ જેમ પોતાની સ્ત્રીની, રણપરાક્રમ કરતાં પોતાની બેહેનોને બચાવવાની ઉલટ યાદ આવતી હતી તેમ તેમ તેનાથી રડવું થોભાયું નહિ. એટલામાં પોતાના ઓરડાનું બારણું, જે બંધ કરીને એ બેઠો હતો તે ઘણા જોરથી ઠોકાયું.

નવાબ પાસથી છૂટી પડી, **મોતી** પોતાને મેહેલે આવી. સઘળી ગુલામડીઓ તેની આસપાસ ફરી વળી હતી, ને તેનો સત્કાર કરવાને માટે

સૌ તત્પર હતી. પણ આ સઘળા સત્કાર છતાં **મોતી**ના મોંપર જરાપણ હાસ્ય નહિ દેખાયું એટલે સૌ ગમગીન થયાં, ને શુષ્કવૃત્તિ ચોપાસ પથરાઇ ગઇ. થોડીવાર તેણીએ ડુસ્કાં ખાધાં, ને માથું નીચું નમાવીને બેઠી. પણ પછી પોતાનું કામ યાદ કરીને તે ઉઠી. મ્યાનો તૈયાર કરાવ્યો, ને તેમાં બેસી તે શેહેર તરફ આવવાને નીકળી. રસ્તામાં આગલે દિવસે જે મોટો જય થયો હતો તેથી સર્વ સ્થળે મોટો ઓચ્છવ થઇ રહ્યો હતો, અને બજાર પાછાં ઉઘડયાં હતાં. લોકોનાં ટોળે ટોળાં વાતો કરવાને સ્થળે સ્થળે ભેગાં થયાં હતાં. અનેક પ્રકારની વાતો ચાલતી હતી. કોઇ **મોતી** બેગમનાં અને કોઇ **મણી** શેઠાણીનાં પરાક્રમનાં વખાણ કરતાં હતાં. પણ **મણી** શેઠાણીના મોતને લીધે સઘળાં દિલગીર થઇ ગયાં; અને સાહને ત્યાં આ ગજબ ગુજર્યો તેનું સૌને સાલવા લાગ્યું. શેહેરમાં **આત્મારામ**સાહ એ તો ગરીબનો અન્ન દાતા હતો એટલે પછી દિલગીરી વ્યાપે તેમાં આશ્ચર્ય નહતું. બરાનપુરી ભાગોળ નજીક હજારો લોક એકઠું થઇ ગયું હતું, ને સાહના કુટુંબને દિલાસો દેવા જવાને નાનાંથી તે મોટાં સુધી સૌ તૈયાર થયાં હતાં; માંહો માંહે વાતચીત કરતાં હતાં તેટલામાં બેગમનો મ્યાનો આવી પહોંચ્યો. એક શેહેરીએ પૂછતાં સ્વારે ખુલાસે કીધો કે બેગમ સાહેબ શાહને ત્યાં જાય છે; એટલે સૌ લોક તેમની પૂઠે મુંગે મોઢે ગયાં. શાહના ઘર નજીક જતાં સુધીમાં તો શેહેરના પોણા ભાગ જેટલા મરદો આ દિલાસો દેવાના સરઘસમાં સામેલ થઇ ગયા. પુષ્કળ લોકોની ગીરદીને લીધે **મોતી** પણ ગભરાઈ, કે હવે અંદર જવું એ મોટું મુસ્કેલ છે. પણ બે સ્વારે વરદી આપી કે સૌ લોક મુંગેમોઢે દૂર ખસી ગયાં. **મોતી** બેગમ મ્યાનામાંથી નીકળી ઘરમાં ગયાં ને પોતાનો હોજલ કહાડી નાંખ્યો. સાહના કુટુંબ સાથે કંઇ ભિન્નભાવ જેવું થોડુંજ હતું. તેમાં હવે તો સાહ ને તેમાં **હરિલાલે** જે રાજસેવા આજે બજાવી હતી તે તો નવાબના રાજકુટુંબના ઈતિહાસમાં નોંધી રાખવા યોગ્ય બનાવ હતો, એટલે બેગમ સાહેબ હોજલ પડદો રાખે એ ભિન્નભાવ કેહેવાય. બેગમ સાહેબના આવવાની ખબર આપવા એક ચાકર ઠેઠ ઉપર દોડયો, ને ત્યાં આપણે જેમ ઉપર જોયું તેમ બારણું ઠોકયું.

ત્રણ ચાર વાર બારણું ઠોકાયું તે **હરિલાલે** સાંભળ્યુંજ નહિ; પણ ઘણીવાર બારણું ઠોકયું ને બારણે કલબલ કલબલનો શોર સાંભળ્યો તેથી આસપાસ જોવાને તે ઉભો થયો, એટલે "**હરિલાલજી**, બારણાં ઉઘાડજો," એવો મધુરો સાદ સંભળાયો. બેગમના શબ્દ પારખી ઉતાવળે જઇ બારણું

ઉઘાડયું, તો બેગમ સાહેબે પણ શોકવસ્ત્ર સજેલાં હતાં. તેવા પેહેરવેશથી, જાણે પોતાના કુટુંબમાંજ કંઈ મોટો ગજબ ગુજર્યો હોય તેવા ખરેખરા ભાવથી આવ્યાં અને લાશની બેઠક નજીક જમીનપરજ તે બેસી ગયાં. હરિલાલે બેગમ સાહેબને ખુરસીપર બેસવા વિનંતિ કીધી, પણ બેગમ, કે જેની આંખ આંસુથી તરબોળ થયેલી હતી તેનાથી નહિ ઉંચું જોવાયું કે નહિ હા નાનો જવાબ દેવાયો. ઘણીવાર સુધી મોતી બેગમ ચૂપ રહી, ને તેટલામાં તો પાછો હરિલાલને ડુમો ભરાઇ આવ્યો. પોતે દુઃખ દૂર કરવા આવી છે, પણ વધારવા નહિ એ યાદ આવતાંજ તે પોતાને પાલવડેથી અશ્રુ લુછી નાંખી હરિલાલની સામા જોઇ બોલીઃ—

"હરિલાલજી આજે તમારા દુઃખમાં હું કેવા પ્રકારે ભાગ લઇ તમોને તેનો બદલો આપું? જે મારી પ્રિય સખી, મારા પ્રાણથી પણ વહાલી, તેનો ઉપકાર માનવાનો સમય તો આવ્યો નથી, પણ હરિલાલજી, તેણે જે પરાક્રમ બતાવ્યું હતું તેની અમારા પતિ નવાબ સાહેબ બહુ બહુ તારીફ કરે છે, ને સઘળું લશ્કર તમારા શોકમાં સામેલ થઇ, મારી સખીનાં વખાણ કરે છે તે જોઇ મારૂં હૃદય જો કે ભંગ થયું છે, ને હમણા શોકથી હૃદયમાં અંતઃકરણને બદલે કોયલાનો ઢગલો થયેલો છે, છતાં તે થોડુ આનંદ પામતું નથી. તેના કરતાં જો હું રણમાં પડી હોત તો ખરેખર મારી કીર્તી માટે અમારા પતિ બહુ ભાગ્યશાળી ગણાત. તમારા દુઃખને માટે આખા સૂરત શેહેરપર મોટો ઉપકાર થયો છે. મરવું તો સૌને છે—વેહેલે કે મોડે, પણ આવી કીર્તીથી મરવું એમાં થોડી શોભા નથી. હવે તમે શોક તજી દો, ને તમારી તરફ આ નગરના લોકોનો કેટલો ભાવ છે તે જુઓ અને તેઓ જે તમારા રીવાજ પ્રમાણે દિલાસો દેવા આવ્યા છે તેમને રજા દો."

"બેગમ સાહેબ, એ બધું ખરૂં છે, પણ તેનાં પ્રિય વચનો, તેની મારા તરફની અથાગ પ્રીતિ અને પરાક્રમ એ સૌ મને હવે કંઇ સુખ દેવાનાં છે? એના જેવી સદ્‌ગુણી સ્ત્રી તો આ ભવે હું નથીજ દેખવાનો! મને હવે ગમે તેટલો દિલાસો દો, કે ગમે તેટલી આબરૂ મળો, પણ મારો સંસાર તો બગડયોજ. બેગમ સાહેબ! મારી મણીને બચવાનો એક પણ આરો ન હતો, ને જો કે તેણે મરતી વખતે પણ પોતાની ધીરજ છોડી નથી, તો પણ હવે એ તો ગઇ હરિ હરિ!"

"આહ! આ તમે ઘણી નબળાઇ બતાવો છો!" મોતીએ ઘણીઘાડી છાતીથી કહ્યું, જો કે તેનું મન તો વાત કરતી વેળાએ રડયાંજ કરતું હતું, પણ જો તે પણ ધીરજ મૂકી દે તો ધારેલું કામ થાય નહિ તેથી મણીના

કોમળ પતિને રીઝવવા પોતે દુઃખ વિસરી ગઇ. "પેલા પાપી ચંડાળનો ઘાણ કાઢતાં ને મોટી આબરૂ મેળવતાં તેનું મરણ થયું, પણ એ તો અમર થઇ છે. તેના જેવું પરાક્રમ આજના રણસંગ્રામમાં કોઈએ બતાવ્યું નથી. આજની સઘળી સાબાશી તેને છે. હવે તમે શોક મૂકી દો, અને નવાબ સાહેબ તમને બોલાવે છે માટે ચાલો. અમારા ખાવિંદ આપની હજુર આવતે, પણ તે આવે તેના કરતાં પોતાની પ્રિયાને તમને દિલાસો દેવા મોકલી છે એજ તેઓનો તમારા પ્રત્યેનો પ્યાર બતાવે છે. રડવાથી ને યાદ કરવાથી શું થનાર છે? તે પાછી આવનાર છે? મારી પ્રિય બેહેનનું તમે હવે મોં જોવાના હતા? તમારે હાથે બાળીને ખાખ કરી આવ્યા છો તો હવે તે કયાંથી આવરનાર હતી? મારા લાલ, પ્રિય ભાઈ, હવે તમે સઘળો શોક તજી દો, ને આંસુ લોહી નાંખી સૌને તમારૂં મોં બતાવો; તમારા તરફ સૌનો કેટલો પ્યાર છે તે જુઓ." આમ કહીને તે જ્યાં બેઠી હતી ત્યાંથી ઉઠીને લાલની પડોસમાં જઇ, પોતાની સખીના પ્રિયના મોંપર આવેલાં આંસુ પોતાના પાલવડેથી લુછી નાંખી તેનો હાથ પકડી ઉઠાડયો. આ હાથ ફરતાં તેનું અડધું દુઃખ ઓછું થયું. તે બોલ્યો, "બેહેન! તમે આજે મારી બરદાસ્ત ન કીધી હોત તો મારૂં પણ આવીજ રહ્યું હતું!" આમ બોલતાં બંનો જણ બારીએ આવ્યાં.

લોકોની ઠઠ આ વેળાએ પુષ્કળ જામી હતી. મોતીને મોકલ્યા પછી, પોતાના નગરના એક મોટા શેઠને દિલાસો દેવાને નવાબ પોતે, પોતાના વજીર નશરૂદ્દીન, સેનાપતિ નવરોઝ, સુરલાલ વગેરે સભાજનો અને પોતાના લશ્કર સાથે ત્યાં આવી ઊભો હતો. સૌની સાથે નવાબ પણ પગપર ખડો હતો. મોતી ને હરિલાલ બારીએ આવ્યાં કે નવાબે મોટા ઉલ્હાસથી કહ્યું, "આજના મહાસમર્થ જયનું સઘળું માન આ ખાનદાની કુળના અમીર ઉલ ઉમરાવ હરિલાલને છે. એમના કુટુંબમાં જે મોટો અનર્થ થયો છે તે જો કે એમને બહુ દુઃખ ઉત્પન્ન કરનારો છે, પણ અમારી પ્રજા અને અમારા ઉમરાવો, તમે જાણો કે આ શેઠ તરફથી જો મોટી મદદ નહિ મળી હોત તો આપણે સદાના મૂએલાજ હતા. મણિ શેઠાણીએ આજે જય અપાવ્યો છે, તેને માટે અમે અમારા દિલ્લીના શેહેનશાહને એક ખરીતો મોકલી એમના કુળનો ઇતિહાસ ત્યાં જણાવીશું." આ બોલી રહ્યા પછી નવરોઝે મણિની હુશિયારી ને પરાક્રમનાં વખાણ કીધાં. હરિલાલનું આ સાંભળતાં અડધું બાકી રેહેલું દુઃખ ઓછું થઇ ગયું. શેહેરમાં સાહના ઘર આગળ આ મોટી ગર્દી થઇ છે તે જોવાને જે સઘળા લોકો દોડી આવ્યા હતા તેઓ વખાણ કરવા મંડી ગયા. નવાબે પોતાપરનો ને

પોતાના નગરપર થયેલા ઉપકારનો બદલો વાળવા આજ તક યોગ્ય ધારી, એકદમ શેઠને હેઠળ બોલાવી ચોગાનમાં દરબાર ભરવાનો વિચાર જણાવ્યો. નવાબના હુકમ પ્રમાણે થોડા સમયમાં એક મોટી બેઠક કરવામાં આવી, ને ત્યાં સઘળા અમીર ઉમરાવો તથા સારા સારા ગૃહસ્થો હાજર થયા. આસપાસ અડધો અડધો મૈલ સુધી ગીર્દી મચી રહી હતી. લોકોનાં ટોળે ટોળાં આ જોવાને ત્યાં હાજર થયાં હતાં. નવાબ ઘણો લોકપ્રિય હોવાથી તેનાપર પણ લોકો વારી જતા હતા, તેમાં શેહેરના એક સંભાવિત ગૃહસ્થની સ્ત્રીએ આજે **શિવાજી**ને નસાડયો એ બનાવ જાણી વળી ઘણું આશ્ચર્ય પામતા હતા.

એક કલાકમાં દરબારની ગોઠવણ થઇ રહી. નવાબ ઊંચા આસનપર બેઠો, ને તેની એક બાજુએ સ્ત્રીઓને પડદેપોસ બેસાડવામાં આવી ને એક બાજુએ અમીરો બીરાજ્યા. સઘળા લોકોની ઠઠ ભરાતાં સૌ જોવાને આતુર જણાયા. હવે કચડાકચડી ને પડાપડી થઇ રહી. થોડીવારે નવાબ અને તેના અમીરો સૌએ મોટે સ્વરે કાલના જય માટે પ્રભુની પ્રાર્થના કરી, ને સૌ તેમાં સામેલ થઈ ગયા. તે વેળાએ નગરમાં ધર્મની મારામારી ઘણી થોડી હતી, ને ઇશ્વર સૌનો એક છે એમ ઘણા ખરા માનતા હતા. જ્યારે માત્ર હરીફાઇ થતી ત્યારેજ મારામારી ને કાપાકાપી થતી હતી.

ગભરાટ સઘળો નરમ પડયો હતો, ને હવે પ્રાર્થના પૂરી થઇ કે નવાબે આ રણપરાક્રમમાં જેઓને ઘટતું હોય તેઓને ઇનામ આપવાનો ઠરાવ બતાવ્યો. પેહેલે તો **નવરોઝે મણિ** શેઠાણીના પરાક્રમનો ઇતિહાસ કહી બતાવી તેના પતિનો દાવો મોખરે ધર્યો. આ પેહેલાં ઇનામ માટે કોઇ પણ હરીફ હતો નહિ, ને ખુદ ખુદાવિંદ નવાબ પણ એજ પ્રમાણે ધારતો હતો એટલે કોઇથી વચે માથું મરાય તેવું નહિ હતું. લડાઇનો નિવેડો આવ્યા પછી ઇનામો વેહેંચાય ત્યારે પેહેલું ઇનામ મેળવવા માટે મોટી મારામારી થાય છે. જેને પેહેલું ઇનામ મળે તે ઘણો ભાગ્યશાળી ગણાય. **શિવાજી**ના પરાજયમાં તેવું ઇનામ માત્ર **મણિ** શેઠાણી કે તેના વંશનેજ ઘટિત હતું, ને તેવું ઇનામ મેળવવાને આ વાણિયા શેઠ શકિતવાન્ થયા એટલે નાગરિકો તો રાજી થાય એમાં નવાઇ જેવું થોડુંજ હતું, કેમકે મુસલમાની રાજ્યમાં તેવા પ્રસંગ ઘણું કરીને કવચિતજ આવતા હતા, પણ આ વેળાએ એ દાંવાદારનો હક સર્વ પ્રકારે યોગ્ય ગણીને માન્ય રાખ્યો, ને **નવરોઝ**ના કેહેવાને સર્વ શૂરવીર મુસલમાનોએ પણ ટેકો આપ્યો.

"નગરના ધણીપણાનો દાવો ધરાવનાર **હરિલાલ** સર્વ ઇનામને પાત્ર

છે, ને તેઓ ચાહે તે પરગણું પોતાના સ્વપરાક્રમના બદલામાં માંગી લે! અમારા દરબાર તરફથી એ માટે ઠેઠ દિલ્હી દરબારને જણાવવામાં આવશે, ને ખુદ બાદશાહી ઇનામને લાયક એઓ ગણાયા છે માટે ત્યાંથી ઇનામ મળશે. પણ અમે આજે અમારો રાજમુગટ એમને એનાયત કરીએ છીએ," એમ નવાબે મીઠી વાણીમાં જણાવ્યું.

ચારે પાસથી વાહવાહ બોલાઈ, નવાબની ઉદારતા વખણાઇ, અને પ્રજામાં **હરિલાલભાઇ** મોટા તરીકે હંમેશ માટે સ્થપાયા. બીજા દાવા-દારોને તેમની યોગ્યતા પ્રમાણે ઈનામો આપ્યાં. રાજકોશમાંથી પુષ્કળ દ્રવ્ય વેહેંચવામાં આવ્યું, અને **શિવાજી**ની લૂટમાંથી જે બાકી રહ્યું હતું તેમાં કેટલુંક ઉમેરી સૌ નગરજનોને તેમનાં નાણાં આપવા જણાવી દરબાર ખલાસ થયું. લોકોને ઘણું નુકસાન થયું હતું, તથાપિ આ મોટા દિલના હાકેમના પ્રેમને લીધે તેઓ સઘળું દુઃખ વીસરી ગયા. શેહેરમાં સૌ સ્થળે ઓચ્છવ થઇ રહ્યો હતો. **હરિલાલે** આ ઉત્તમ પ્રસંગે જે રાજસેવા બજાવી તેના બદલા તરીકે ઠેઠ દિલ્લી દરબારથી બાદશાહની સહી મોહોર સાથ ત્રણ મહિના પછી એક ખરીતો આવ્યો, ને તેમાં એક લાખ ટકા દ્રવ્ય ઇનામ તરીકે, તથા આફ્તાબગીરી, મ્યાનો ને મસાલ સાથે એક પરગણું આપવાનું જણાવ્યું હતું. લોકોમાં આથી ઘણી કીર્ત્તિ વધી. આ મોટા કુળના શેઠની હિંમત, રાજધર્મ ને તેમની **કાન્તા**ના મરણનો બદલો **કનક** અને **કીર્ત્તિ**માં મળ્યો. તે ભેટ કેટલાં વર્ષો સુધી તેના વંશજો ભોગવવાને ભાગ્યશાળી થયા.*

---

*__રમા__ સંબંધી વાત આ પ્રકરણમાં લખવાની બાકી રહીછે; કેમકે તેનો વાતો સાથે થોડો સબંધ છે. **રમા** પછાડીથી **સુરલાલ**પર મોહી પડી હતી, ને **મોતી** બેગમની ઈચ્છા પણ ખરી કે **સુર** એના સાથે લગ્ન કરે તો ઠીક. **સુરલાલ**ને **મોતી** બેગમે ઘણો આગ્રહ કીધો, ને **રમા** ઘણી ખૂબસુરત, વળી પતિવ્રતા, ને પોતાને યોગ્ય વયની હોવાથી તેની સાથે લગ્ન કરવાનું વાજબી લાગ્યું. તે જ્ઞાતે બ્રાહ્મણ હોવાથી તેમનાં લગ્ન સમયે સઘળા બ્રાહ્મણોએ ભાગ લીધો એમ કહેવાય છે.

# ક્ષમાયાચના.

સૂત્રધાર મૂળ મુદ્દાની બહાર ઘણો ગયો છે, ને વાર્તાનો મુખ્ય પ્રસંગ તદ્દન છોડી દીધો છે તે માટે વાચક વર્ગની પ્રાર્થના કરે છે. સૂરતના ઉત્તમ કુળના સાહુ આત્મારામ ભૂખણના વંશનો ઇતિહાસ સંક્ષેપે જણાવી બતાવવાનો હેતુ છતાં ગ્રંથનો અરધો ભાગ એમાં રોકાઈ ગયો છે. તથાપિ તે નિરસ અથવા અપ્રાસંગીક છે એમ છેકજ કેહેવામાં આવશે નહિ. મૂળ વાર્તા વાંચવાનીજ જેમની ઈચ્છા હોય તેઓએ ચોથા પ્રકરણથી ત્યાં સુધીનો ભાગ વાંચવો છોડી દેવો. વાર્તાના પ્રસંગમાં આ જાતનું એકાદું ઉપાખ્યાન કેહેવું એ કદાચિત્ દોષ હોય તોપણ એવી ઉપકથાઓ દાખલ થયેલી છે એવા ગ્રંથો ઘણા છે; ને તે છતાં સૂત્રધાર ક્ષમાયાચના કરે છે તે વિફળ જશે નહિ. સૂત્રધારને આ અભિનય સંબંધે વિશેષ શું કેહેવાનું હોય?—અભિનયની જવનિકા ઉઘડે છે તે તરફ લક્ષ કરો એજ યાચના છે.

[વિભાગ ૨ જો.]

# ગંગા.

## પ્રકરણ ૨૯ મું.

### કમળાના ઉભરા.

ઉપર લખ્યા પ્રમાણે **મોહનચંદ્ર**ના કુળનો ઇતિહાસ છે, કે જેમના વડવાઓનાં નામ ઠેઠ દિલ્લી દરબાર સુધી નોંધાયાં છે. સાહના કુટુંબીઓએ એ પછીથી મોટો વેપાર કીધો, ને રાજ્યનો પણ પૂરતો વિશ્વાસ હોવાથી તેઓ પોતાના વેપારમાં ઘણા વધ્યા. અંગ્રેજ સરકારમાં સારી આંટ પડી, ને સૌ પ્રકારના વિશ્વાસપાત્ર હોવાથી પૈસો પણ પુષ્કળ થયો હતો. તેમની ૧૫મી પેઢીએ હાલના **મોહનચંદ્ર**નો જન્મ થયો છે. તે ડોસાને ત્રણ દીકરા ને બે દીકરી, જેમાંની એક વિધવા છે. ડોસો બાપદાદા જે થોડું ઘણું મેલી ગયા છે તેમાંથી પોતાનો ગુજારો કરે છે. પોતે આબરૂ તો સારી મેળવેલી પણ ઘરમાં ભાર્યા કલાંઠ હોવાથી ઘરની આબરૂના કાંકરા થયા હતા. તે ધણીને દમવામાં ને ઘરની આબરૂ કાઢવામાં સૌ વાણિયાની ન્યાતમાં પંકાયલી વૈરી હતી. પણ તેમના ત્રણે દીકરા કુળદીપક હતા. મોટો દીકરો **મોતીલાલ** સરવેખાતામાં પચાસની નોકરીએ હતો, વચલો, આપણી નાયિકા **ગંગા**નો પતિ **કિશોરલાલ** કાલેજમાં શીખતો હતો. સૌથી નાનો **વેણીલાલ** હતો, ને તે હજી સ્કૂલમાં અભ્યાસ કરતો હતો. ત્રણેનાં લગ્ન થયાં હતાં. **કમળા** પણ ભણેલી ગણેલી તથા મર્યાદામાં એક્કા હતી. બાળપણમાંજ—સાત વરસમાંજ ભુંસાપો આવ્યો હતો, પણ માની કુખ લજવાય તેવું એકપણ કુલક્ષણ તેનામાં ન હતું. તેની ઈચ્છા તો એવી ખરી કે ફરી લગ્ન થાય તો ઠીક, પણ વડિલની આજ્ઞાની બહાર કંઇપણ કર્મ કરવું એ તેને યોગ્ય લાગતું નહોતું. હૈયું ખોલી કોઈને વાત પણ કેહેવાતી નહિ, ને કલાંઠ મા આગળ તો કંઇ બોલવા જાય તો કરડી ખાય માટે સુખે દુઃખે દહાડા કાઢતી હતી. તે સંપૂર્ણ કેળવાયલી હતી, તથા ઉત્તમ પ્રતિના હિંદુ સ્ત્રીના ધર્મ જાણતી હતી એટલે સાહસ કરવાનો તો વિચારજ શાનો કરે ? ભાગ્યમાં જે લખ્યું હશે તે થશે, નસીબ કોઈ ફેરવવા સમર્થ નથી.

કાળ પોતાનું કામ કરશે એમ બોલી તે મનને શાંત પાડતી હતી, તોપણ સૌ તરુણીઓનાં સુખો જોઇને તે રોજરોજ નીસાસા નાંખતી હતી.

**અંબા ભવાની**ના દેવળમાં તેને જે મૂર્છા આવી હતી તેનું ખરેખરૂં કારણ આપરથી વાંચનાર શોધી શકશે, કે જુવાનીના જોસ્સા શિવાય બીજું કંઇ કારણ નહતું. તરુણ સ્ત્રીઓને વિધવાવસ્થા પ્રાપ્ત થાય છે એટલે તેઓ માણસમાંથી નીકળી જાય છે. પણ કુદરતની લાગણીઓ કંઇ તેમને ઓછી હોતી નથી. તેમાં તેઓ જ્યારે એકાંતવાસ–જોગણ જેવી અવસ્થામાં હોય છે ત્યારે તે દુઃખ વધારે લાગે છે. જેમ જેમ તેઓ પોતાનો સ્વભાવ દાબવાને યત્ન કરે છે તેમ તેમ તે વધારે બહાર નીકળે છે, ને તેમાં વખતે મૂર્છા, વખતે સંનેપાત, વખતે ગાંડાપણું ને વખતે ભૂત પણ વળગે છે!

**કમળા**ને મૂર્છા આવી તે તેના જોસ્સાનું એકદમ ચઢી આવવુંજ હતું.

વાંચનારે આ પ્રકરણ શરૂ કર્યા પેહેલાં ત્રીજા પ્રકરણ તરફ નજર કરવી જોઇએ. **મોહનચંદ્ર**ની દીકરી **કમળા** મૂર્છાવસ્થામાં પડેલી છે, અને તેમનું દિવાનખાનું મધરાત થઈ હતી તથાપિ ગાજી રહ્યું હતું. **મોહનચંદ્ર**ની સ્ત્રી **લલિતા** આ વેળાએ પૂરતા ગુસ્સામાં **ગંગા**ના શયનગૃહમાં જઇને ઉભી રહી હતી. ને આ ગેબની ગોળી કેમ આવી તેમાટે બડબડાટ ને ફડફડાટ કરતી જાણે કુદતી હોય તેમ ધમપછાડા મારતી હતી. કોઇએ તેના સામું સરખુંએ જોયું નહિ, ને **કમળા**ની આસનાવાસના કરવાને કોઇ પાસે ઉભું રહ્યું નહિ. એ ધીમે ધીમે **કમળા**ની સોડમાં જઇને બેઠી. તેના માથાપર હાથ ફેરવ્યો તો કપાળ ધીકી જતું હતું. મોંમાંથી શ્વાસ પુષ્કળ નીકળતો હતો, અને છાતી અતિશય ધબકતી હતી.

જરાવાર પાસે બેસીને મોંઢેમાથે હાથ ફેરવ્યા પછી શેઠાણી બોલી ઉઠયાં: "બેહેન **કમળી**, દીકરા, જરા બોલની ! તને શું થયું છે ?" ઉંઉં શિવાય બીજો કંઇ પ્રતિઉત્તર મળ્યો નહિ. બે ત્રણ વાર બોલાવ્યા છતાં તે જરાપણ બોલી નહિ, અને શેઠાણી પાસે બીજું કોઇ આવ્યું નહિ તથી ઘણા ગુસ્સામાં તે બૂમ મારી ઉઠી: "**ગંગા**, **વેણીગવરી**, અરે કોઈ મુવું છે કે નહિ. કોઇ રાંડ જવાબજ દેતી નથી. આ તે શો જુલમ !" તુરત **ગંગા**, ને તેની પછાડી **વેણીગવરી** ધ્રુજતાં ધ્રુજતાં આવ્યાં.

"સાસુજી, શું કહો છો ?" **ગંગા**એ ઘણી નમ્રતાથી પૂછ્યું. આનો સીધો ઉત્તર દેવાને બદલે સાસુજી તો આડાં ફાટયાં.

"તમારૂં સત્યાનાશ જાય, રાંડ પરેસાનો તમે કોઇ કંઈ કહેશો કે આ મારી દીકરીને શું થયું છે ?" સાસુજીએ એકદમ પોતાનો ગરમ સ્વભાવ બતાવતાં કહ્યું; અને જરાક વાર અબોલા લીધા પછી બોલ્યાં. "આ દીકરી

નક્કી મરી જવાની, મારી સંપૂર્ણ ખાત્રી છે. એને દાનપુણ્ય કરાવવું હોય તો કરાવો. જા તારા સસરાને કેહે કે કંઇ હોય તે લાવે."

ઘેલા ઘેલા વિચારને આધીન રેહેનારી ડોસીએ ગરીબડી દીકરીને મોતને કાંઠે આવેલી ધારી. હિંદુઓના રિવાજ પ્રમાણે દાનપુણ્ય અપાવવાની ગોઠવણો કરવાના વેશ માંડયા. **મોહનચંદ્ર** તુરત દીવાનખાનામાંથી ઓરડામાં આવ્યા, ને કહ્યું કે ડાકતરને બોલાવ્યો છે તે હમણા આવશે. **કમળીને** કંઇ થયું નથી, માત્ર વાઇ થઈ આવી છે. એમ જ્યાં ડોસા બોલ્યા કે હવે આ કર્કશાએ પોતાનો ઉભરો ખૂબ ગુસ્સાથી કાઢયો–

"તમારી તો હવે દહાડે દહાડે અક્કલ ગઇ છે. તમને કંઈ ભાન બળ્યું છે કે આ દિકરીને શું થયું છે? વાઇ ને બાઇ કેવી? આ સાસ તો ધોકારે ચાલ્યો જાય છે, ને પાંસળીઓ ઉંચકાય છે, એ તે વાઇ કે? પણ તમને કહ્યું કોણે હતું કે તમારી માતાએ મારી સાત લાડની દીકરીને લઇ જજો? તમને કોણે ડાહ્યલા કીધા હતા? મારી દીકરીને કંઇ પણ થયું તો પેલી રાંડનો તોટો પીશી નાંખીશ. આજ સવારની મારી સાથ લડી છે તેમાં કંઇ કંઇ ગાળો દીધી છે. આ બે કૃતાંતકાળ જેવી આવીને ઉભી છે, પણ કોઇ જરા સંભાળ પણ લે છે? અને તમને તો હું અકારી ઝેર જેવી લાગું છું, ને વહુઓનો ચાટલો જોવો ગમે છે. ન્યાતોમાં તમારો ફીટકારો થાય છે. મારાથી મોં કાઢીને બોલાતુંએ નથી. મોઇ હું. જુવાનજોધ વહુઓ સાથ વાત કરતાં જરા લજવાતાએ નથી. ઘરડા થાઓ છો તેમ અક્કલ પણ જાય છે કે શું?" આ સઘળાં મેહેણાંતોણાં તેણે એવાં તો કઠોર અવાજે માર્યાં કે **તુળજાગવરી**, જેની સાથે આગલે દિવસે લડાલડી થઇ હતી તે સાસુજીની સામા લડવાને નહિ, પણ પોતાપર જુઠ્ઠા જુઠા આરોપ મૂકાયા હતા તેનો બચાવ કરવાને વેહેલી વેહેલી દોડી આવી. **મોહનચંદ્ર** ઘણા ગભરાયા તો હતા, કેમકે તે પોતાની ધણીઆણીના પાજી સ્વભાવથી સારી રીતે વાકફ હતા. અને તેઓ સારી રીતે જાણતા હતા કે આ પાજી સ્વભાવની બૈરીથી તેના ઘરની આબરૂના કાંકરા થાય છે, પણ જો તેઓ વધારે બોલવા જાય તો એક પાસથી લડાઇ બંધ પડવાની આશા હતી તે બીલકુલ મટી જાય.

**તુળજાગવરી** જોસભેર બારણા લગણ આવી, એટલે **ગંગાએ** તેને અટકાવી ને અંદર પેસવા દીધી નહિ; પણ તે તેનું મોં બંધ કરી શકી નહિ. બારણા નજીકથીજ તે બોલી ઉઠી કે, "જો તમે મારૂં નામ દીધું તો તમારી વાત તમે જાણી. મેં શું તમારી દિકરીનું અહિત ઈચ્છયું? આ તમારી મેળે તમે મારાં પાપ ધુવો છો, તેનો પરમેશ્વરને ત્યાં તમારે જવાબ દેવો પડશે."

ગંગાએ તેનું મોં પકડીને તેને બોલતી અટકાવી, અને **લલિતા** સાસુજી પોતાનો રેહેલો સહેલો સપાટો હમણાં બતાવતે, પણ એટલામાં ડાક્તર સાહેબ પધાર્યા; ને આ મોટા ઝગડાનો અંત ક્ષણમાં આવી ગયો.

ડાકતરે આવતાં સાથ **કમળા**ની નાડ તપાસી તો મગજપર લોહીના ચઢવા શિવાય બીજું કંઇ માલમ પડયું નહિ. તુરત ઔષધ આપ્યું, ને **કમળા**ની તબીયતમાં તુરતાતુરત ફેર જણાયો. અડધો કલાક બેસીને ડાક્તર પાછા ગયા. પા પા કલાકે પીવાનું ઔષધ આપવાનું હતું તે આપ્યું, જેથી એક કલાકમાં **કમળા**ને શુદ્ધિ આવી. તે પાસું બદલીને આંખ ઉઘાડીને જોવા લાગી, ને દૂરથી **ગંગા**ને ઉભેલી જોઈ એટલે તેને બોલાવી.

"ગંગા ભાભી, પાસે આવોની."

"દિકરા શું કહે છે, હું તારી પાસે બેઠી છું," **કમળા**ની માયે કહ્યું.

"માજી તમારૂં મને કામ નથી, ભાભી આવે ને જરા માથે ધુપેલ ઘસે તો માથું દુખતું મટે. આજે માથું ઘણું ભારે થયું છે." **કમળા**એ ઝીણે સાદે કહ્યું.

"ભાભીનું એમાં શું કામ છે, લાવની હમણા તારૂં માથું ઉતારી નાખું," એમ કેહેતી ઓરડા બહાર ધુપેલ લેવા જવાને ઉઠી.

"ના ના માજી, તમારે શું કામ મેહેનત લેવી જોઇએ? ભાભી મને ધીમે ધીમે ધુપેલ ઘસશે એટલે બસ થશે; તમે હવે જઈને સુઈ જાઓ. મને સારૂં છે. મને શું થયું હતું, તે પણ ભાભી કહેશે. બાપાજી, હજી તમે પણ શું કામ જાગો છો? મા તું પણ જા હવે."

આ શબ્દો વજ્રબાણ જેવા **લલિતા**ને લાગ્યા. તેણે મનમાં પોતાની દિકરીને હજારો ગાળો દીધી, પણ તે હમણાજ સારી થઇ છે, તેથી કંઈ પણ બોલ્યા ચાલ્યા વગર પોતાના સુવાના ઓરડામાં ગઇ. **મોહનચંદ** પણ પોતાના શયનગૃહમાં જઈને પોઢી ગયા. **ગંગા**ના ઓરડામાં **ગંગા** ને **કમળા**જ માત્ર રહ્યાં. **તુળજાગવરી** ને **વેણીગવરી** જરાક **કમળા**ની મૂર્છા વળી ત્યારનાંજ બીજા ઓરડામાં ગયાં હતાં.

**કમળા**ને માથે ગંગાએ ધુપેલ ઘસ્યું, ને તેથી માથું ઘણે દરજ્જે ઉતરી ગયું. તેને નીરાંત વળી, પણ ઊંઘ આવી નહિ. **ગંગા**ને પણ ઊંઘ આવી નહિ. કડીંગ કડીંગ કરતા ત્રણ વાગ્યા ને **ગંગા**ને વિચાર થઇ આવ્યો. આજે અપ્રિલની વિશમી તારીખ હતી, ને **મુંબઇની એલ્ફીન્સ્ટન કોલેજ**માં રજા પડવાથી તેનો પતિ **કિશોરલાલ** ઘેર આવવાનો હતો. આ વેળાએ તે ઘણી હર્ષાતુર હતી, કેમકે ત્રણ ત્રણ વાર રજા પડી, પણ **કિશોરલાલ** આવી શકયો નહોતો. સૂરતના સ્ટેશનપર પાંચ કલાકે ગાડી આવતી હતી.

હવે માત્ર બે કલાક બાકી હતા. પણ પ્રીતમ પ્રિયાને મળવાને માટે આ લાંબો વખત હતો. **ગંગા** હર્ષાતુર હતી, પણ ઘેલી થઇ નહતી. પેહેલાં પોતાની નણંદ **કમળા**ની આગતાસ્વાગતા કરવામાં તે સારી રીતે રોકાઇ. **કમળા**ને નીરાંત વળ્યા પછી તેણે ઊંઘવાને કહ્યું પણ બેભાન અવસ્થાને લીધે તેને ઊંઘ આવી નહિ.

"**ગંગા**ભાભી, મને વારૂ શું થયું હતું?"

"મોટી બેહેન, સાસુજીએ તો તમારી આશા પણ છોડાવી હતી. મને લાગે છે કે વાઇ થઇ આવી હશે. પણ ડાક્તર હમણા આવી ગયા તે કેહેતા હતા કે લોહીનો ઉભરો હતો. પણ મોટી બેહેન, તમને શું થાય છે તે મને જણાવશો? આજ કેટલા દિવસ થયા હું તમને એકાંતમાં કલાકના કલાક સુધી વિચારમાંને વિચારમાં ગુંથાયલાં જોઉં છું. વખતે તમને પૂછિયે કંઇ ને ઉત્તર કંઇ દોછો. તમારી સાહેલીઓ સાથે પણ તમે મન મૂકીને વાત કરતાં નથી, ને મને પણ તમારા મનમાં શું છે તે જણાવતાં નથી. જાણ્યાવિના દુઃખ ઓછું કેમ થાય?"

"ભાભી! મારી ભાભી, મને ઘણું દુઃખ છે!" એકદમ પથારીમાંથી ઊઠી **ગંગા**ને ગળે વળગી પડી, ડુસ્કાં ખાતાં ખાતાં **કમળા**એ કહ્યું. "તમે જાણો છો. તમને ખબર છે. મારૂં દુઃખ કોઇપણ રીતે ઓછું થાય તેમ નથી, એટલે કહીને શું કરૂં? મારો અવતાર બળ્યો, મારૂં જીવતર બળ્યું! હું જીવતીજ મોઇ છું! હવે તમે મને શું કહો છો ને શું પૂછો છો?"

આ સાંભળતાં **ગંગા** દંગ થઇ ગઇ. કમળાએ જોસભેર ડસ્કાં ખાવા માંડયાં, ને **ગંગા** ઘણી ગભરાઈ ગઇ. આટલા બધા શબ્દોમાંથી એક પણ શબ્દ તે સમજી શકી નહિ.

"મોટી બેહેન," **ગંગા**એ ફરીથી પૂછ્યું; "તમારૂં દુઃખ પારખવાની મારામાં જરાપણ શક્તિ હોત તો હું તમને પૂછત પણ ખરી? તમે ખુલાસાથી મને જણાવો, આજે તમારા ભાઇ આવનાર છે, તેમને સઘળી હકીકત કહીશ, ને જો બનશે તો તેઓ તમને મદદ કરશે."

"હવે એ વાતજ જવા દો," **કમળા**એ ગભરાતાં ગભરાતાં તૂટક તૂટક શબ્દોમાં કહ્યું. "એ વાતમાં માલ બળ્યો નથી. તમારાથી તો શું પણ તમારા દેવથી પણ મારૂં દુઃખ દૂર થનાર નથી, તો પછી બીજાની તો વાતજ શી? આ મારા જેવીનો અવતાર કશાએ કામનો નથી. તેમાં વળી મા એવી મળી છે કે જાણે મારી પૂર્વ જનમની વેરણ! મને વિધવિધનાં વેણ કેહે છે, તે જો આ વાત સાંભળે તો ખરેખર મને જીવતી જવા દે કે?"

ગંગા હવે બધું સમજી ગઇ. **કમળા** વિધવાવસ્થામાં હતી, ને તેજ તેને મોટું દુઃખ હતું. હમણા તેની પૂરતી જુવાની હતી, ને "જુવાની તે દિવાની" એ સંબંધમાં જોતાં **કમળાને** ઘણું દુઃખ લાગે તેમાં આશ્ચર્ય જેવું થોડુંજ હતું. થોડીવાર પડી રહ્યા પછી **કમળાએ** કહ્યું;–

"ભાભી, આ વાત કોઇને જણાવતાં નહિ. મેં મારૂં શિયળ સાચવવામાં કંઇપણ ઉણું નહિ પાડવું એવો નિશ્ચય કીધો છે. જ્યાં આપણો ઇલાજ નહિ ને દૂર ન થાય તેવું દુઃખ હોય તેના સામા પોકાર ઉઠાવવાથી શું ફળ થનાર છે? મારી માની જીદને વળગીને બાપાજીએ મારા સાતમે વર્ષે લગ્ન કીધાં; અને હજી તો સપ્તપદી પણ થઈ નહોતી, તેટલામાં મારો પતિ દેવલોક થયો. પિતાજીને સૌએ ઘણાએ સમજાવ્યા કે આ અડધું લગ્ન ફરીથી થઇ શકે તેમ છે, પણ પોતાની આબરૂના રક્ષણ માટે, પોતાની લાડકવાઇ દિકરીને ભોગમાં આપી છે. હશે, જેવી ઇશ્વરેચ્છા! પણ એનો ઈલાજ નહિ થાય શું? પણ એ દુઃખ કરતાં મને માજી જે ભાંડે છે તેથી મારો છૂટકો કરે તો ઘણું સારૂં. તમારાપર પણ માજી કયાં ઓછું રાખે છે?"

"હશે બેહેન," **ગંગાએ** વાત અટકાવવામાટે વચોવચથી કહ્યું. "સાસુજીનો સ્વભાવ પડયો. હોય, તે વડીલ છે. તે ચાહે તે બોલે. એ કેહે છે ને હું સાંભળું છું. એ તો ઘરડાંના એવા સ્વભાવ હોય, તેમાં આપણાથી શું થાય? તમારે આવી બાબતમાં ઝાઝી કાળજી રાખવી નહિ, ને ઇશ્વરભજન કરી, જેમ ઇશ્વરેચ્છા હોય તેમ પર્તવું."

"પણ ભાભી, એ તમારાથી સહન થાય, મારાથી તો નહિ થાય. ગઇ કાલે **તુલજા**ભાભી સાથે લઢ્યાં તેનું કંઇ કારણ હતું વારૂં? **મદન** રડતો હતો, ને ભાભી કામમાં હતાં, તેમાં ગાળે ગાળે ધોઇ નાંખ્યાં એ કુલીન ઘરની તે રીત? જ્યારે માજી ગુસ્સે થાય છે ત્યારે આખો મોહલ્લો જાણે છે, પણ સારે નસીબે આપણા ઘરમાં ત્રણે વહુઓ છે તે સારાં કુળની છે, ને તેથી ઘરની આબરૂ રેંહે છે. અને તેમાં તમે —"

"ચાલો હવે સવાર થવા આવી, તમે ઉંઘી જાઓ, હું હેઠળ જઇને પ્રાતઃકાળનું કામ કરી લઉં. હમણા તમારા ભાઈ આવી પહોંચશે." પોતાની સ્તુતિ નહિ સાંભળવા, અને ઘરનો ધંધો આટોપી લેવાને માટે **ગંગાએ** વચોવચથી વાત અટકાવી. તે ઓરડામાંથી તુરત ચાલી ગઇ. **કમળાને ગંગાની** આ અતિ ઉત્તમ રીતિ જોઇને તેનાપર બહુ વહાલ ઉપજ્યું. તે પોતાની માતાને ઓછી ચાહતી નહોતી, પણ તેના અવગુણ તે સારી રીતે જાણતી હતી. મા તરફ દિકરીનું વહાલ હમેશા વધારે હોય છે, ને દિકરી તરફ માનું વહાલ પણ વધારે હોય છે. ગમે તેવા અવગુણ મા-

બાપના હોય તે ભૂલી જવામાં આવે છે; પરંતુ **લલિતા** શેઠાણી દુનિયાની ઉતાર હતી. તે દિકરી ને વહુ સૌને એકી લાકડીએ હાંકતી હતી. તેનો મૂળનો સ્વભાવજ બળિયલ હતો. તે કોઇનું સારૂં તો જોઈ શકતીજ નહિ. **મોહનચંદ્ર**ના ઘરમાં ત્રણ વહુ, બે દિકરી તથા ત્રણ ભાઇ ને **મોહનચંદ્ર** એ સૌને સારો બનાવ હતો, પણ એકલાં શેઠાણીજ સૌથી ન્યારા પંથનાં હતાં. ઘણીવાર તો તેમને કોઇ કોઇંજ આપતું નહિ. તેટલું છતાં પણ શેઠાણી મહિનામાં ત્રણ દિવસ રીસાઇને એકાદશી શિવાય બીજા ત્રણ ચાર નકોરડા ખેંચી કાઢતાં હતાં. ત્રણ ચાર વાર જુદે ચુલે રાંધી જમતાં ને ઘંટી ટંકારો તો ઘરમાં રોજનો જારીજ હતો.

સારે નસીબે એ શેઠાણી શિવાય ઘરનાં સૌ સભ્ય–ગૃહસ્થકુટુંબને યોગ્ય હતાં. ત્રણે વહુવારૂઓ ભણેલીગણેલી હતી; પણ મોટી વહુમાં આળસ વિશેષ હતું. નાની વહુ હજી બાળવયમાં હતી એટલે થોડા દિવસ સાસરે રેહેતી હતી. **ગંગા** અતિ કુલીન માબાપની એકની એક લાડકવાઇ, પણ સર્વ ગુણથી સંપૂર્ણ હતી. તે ઘરસંસાર કેમ ચલાવવો, વડીલોનાં મન કેમ હરણ કરવાં એ સારી રીતે જાણતી હતી. પોતાના ભણતર ગણતર સાથે તે પોતાનાં કામમાં સર્વ રીતે કુશળ રેહેતી. નવરાં બેસી વાતોના તડાકા મારવા તેને પસંદ નહિ હતા. યુરોપિયન સ્ત્રીના હાથ નીચે કેળવાયલી છતાં છાલકાઈ કે મદનો જરાપણ અંશ હતો નહિ. હમેશાજ નાનપણથી તે ધીમે સ્વરે બોલતી; વડીલોની મર્યાદા સંપૂર્ણ રાખતી: અવકાશ મળ્યો કે અભ્યાસપર મંડતી, ને નવીન નવીન અંગ્રેજી પુસ્તકો વાંચી **કમળા**, **તુલજા**, **વેણીગવરી** વગેરેને સંભળાવી રંજીત કરતી; તે સાથે તેઓને થોડું થોડું શીખવતી. તે ઘણી સ્વચ્છ રેહેતી. ઘરના એક ભાગમાં એનો ખાનગી ઓરડો હતો, ને તેમાં જોકે ભભકાવાળો સામાન થોડોજ હતો, તથાપિ તે કોઇને પણ જોવાથી સંતોષ ઉત્પન્ન કરે તેવો હતો. તેના પેહેરવાના અલંકાર ઘણા સાદા હતા, તેનું બીછાનું સાદું છતાં નિર્મળ હતું. બીછાનું, ચાદર, મચ્છરદાની એ વગેરે ઓરડામાંનો સઘળો સામાન સ્વચ્છ ને ઝગઝગતો સાફ રહેતો હતો. જળપાત્ર, ટેબલ, ખુરસી, કબાટ, પુસ્તકો, આરસો, કાંસકી ને ફુલેલનો પ્યાલો પણ એવો સાફ રેહેતો હતો કે ઓરડામાં જતાં એક વાર ઘણો આનંદ થતો હતો.

પણ **ગંગા**ની કેળવણીના આ ગુણો, તે બીચારીની નિંદાના કારણરૂપ થઇ પડયા હતા, ને પેલાં સદા વકરાયલાં સાસુજી એજ માટે એને "મઢમ સાહેબ," "જાંગલી" વગેરે ઉપનામે બોલાવી ભાંડતાં હતાં. તેમાં

વળી વધારે કારણ જેવું એ હતું કે તે સારા પૈસાદાર માબાપની દિકરી હતી. પૈસાદારની દિકરી પોતાના દિકરાવેરે લાવવાની દરેક હિંદુ માબાપને હોંસ હોય છે, પણ તે લાવ્યા પછી બિચારી રાંકડી વહુને બહુ પજવવામાં આવે છે. "અમે કંઇ તારા માબાપનાં ઓશિયાળાં છિયે?" "તે કંઈ અમારે ઘેર અનાજ પાણી નંખાવે છે?" "લખાપતિની દીકરી આવી છે તે સાહિબી કરશે," "બેગમ સાહેબ છે તે રાજ ચલાવશે," "ઉમરાવજાદી" ને "ધનપાળસાહ ગોડીની દીકરી" એવાં વાક્યો હસ્કે ને ટસ્કે કહીને શ્રીમંત ઘરની દિકરીને સાસુઓ પજવે છે. ભણેલી ગણેલી વહુ હોય છે તો સાસુ કેહેશે કે "એ તો જાંગલણ થશે." "એ તો નોકરી કરવા જશે," વગેરે મેહેણાં ટોંણાથી અડોસીપડોસીમાં નિંદા કરશે એટલુંજ નહિ, પણ પોતાના વહાલામાં વહાલા–વખતે એકના એક દિકરાને પણ ન ઘટે તેવા શબ્દોથી લધાવી લેશે! આ હિંદુ ઘરમાં બનતા સાધારણ બનાવ છે. **ગંગાની** સાસુ આવી જગવિખ્યાત વાતથી **ગંગાને** હસ્કે ટસ્કે ભાંડે નહિ તો પછી થઇજ ચુકયું. વાતમાંને વાતમાં તેના પૈસાને, તેના ભણ્યા ગણ્યાને ને તેની સ્વચ્છતાને તે વગોવતી હતી.

**ગંગા** એ માટે એક પણ શબ્દ ઉંચે કે નીચે સ્વરે કદી બોલી નથી. બોલવાની કદી ઇચ્છાએ કરી નથી. તેણે નથી એ વાત કદી પોતાના પતિને પત્રથી લખી કે જાતે કહી. તેના બાપની દોલતનો કેટલોક ભાગ તેનેજ મળનાર હતો, પણ તે પૈસાના મદે કદી છલકાઈ નથી. તે આખા ઘરમાં તો શું પણ આખા સુરતમાં એક અમોલ નમૂનો હતો. તેના ઘરની, તેના જ્ઞાનની ને તેની સ્વચ્છતાની વાત આખી નાગર વાણિયાની ન્યાતમાં ચાલી રહી હતી. અડોસીપડોસીઓ તેનાં વખાણ કરતાં એટલુંજ નહિ, પણ તેનાથી ઘણું શીખતાં હતાં. **ગંગા** નાજુક છતાં પણ કોઇનુંએ કામ કરવાને ના પાડતી નહિ!

પ્રાતઃકાળમાં તે હંમેશા પાંચ વાગતે ઉઠતી, પણ આજે તે સુતીજ નહોતી, તેથી વેહેલી ઉઠી ને ઘરનો સઘળો ધંધો આટપી લીધો હતો. એટલામાં **કિશોરલાલ** આવી પહોંચ્યો. અન્યોઅન્ય દંપતિએ એકેક તરફ બારણામાં પેસતાંજ પ્રીતિનું નેણ ફેંકી પ્રેમભાવ બતાવ્યો. ઘરમાં પેસતાંજ **કમળા** બેહેનની તબિયત બગડવાના સમાચાર જાણી તે જ્યાં સુતી હતી ત્યાં **કિશોરલાલ** ગયો.

---

# પ્રકરણ ૩૦ મું.

## "ઉમરાવજાદાની દિકરી."

વૈશાખ મહિનાની રાત્રી ઘણી ટુંકી હોય છે. પરોઢિયાના પાંચ કલાકમાં જોઈયે તેટલું અજવાળું થાય છે. **કિશોર**, **કમળા** જ્યાં સુતી હતી તે ઓરડામાં ગયો ત્યારે પરોઢિયું થઇ ચૂક્યું હતું. ઓરડામાં જતાં તેને માલમ પડયું કે બેહેન તદન નિદ્રાવશ છે, તેથી તે બીજી બાજુએ ખુરસી લઇને બેઠો. પાંચેક મિનિટ થઇ નહિ તેટલામાં શેઠાણી ઓરડામાં આવ્યાં, ને **કિશોરને** એકલો વિચારમાં બેઠેલો જોયો એટલે તેમનું પાકી આવ્યું. પોતાના ખાનગી ઓરડામાં એક દિકરાને બેઠેલો જોવાને એક હિંદુ માતા રાજી થઇ નહિ. તે તેના મનથી ઘણું અમર્યાદિત લાગ્યું. હિંદુ માતાઓ પોતાના દિકરાને પરણાવતી વખતે જે ઉમંગથી દિકરા વહુ તરફ પ્રીતિ બતાવે છે, તે ઉમંગ ને પ્રીતિ પછાડીથી રહેતી નથી. દિકરો ને વહુ એકેક તરફ સારા પ્રેમથી વર્તે તો સાસુજીના પેટમાં કોયલી પડે. મા કરતાં વહુનો એક શબ્દ વધારે સાંભળે, ને અજાણતાં મા તરફ વિવેકથી જોવાયું નહિ તો દિકરાની છાબડી, વહુ સાથે કલ્પી નાંખવાને મા ચુકે નહિ. દિકરો વહુ પોતાના ઓરડામાં બેસી એકાંતમાં વાતો કરે તો "વહુને મુવો વશ થયો," "રાંડે કંઇ મારા લાડવાયા દિકરાનેકરી મૂકયું," એવા અપવાદને પામે. ભોગ ચોઘડીયે કંઇ સારા વસ્ત્રાલંકાર પોતાની પત્નિ માટે લાવ્યો તો પછી ઘરમાં રણસંગ્રામ નહિ મચે તો ખરે તે હિંદુ કુટુંબજ નહિ કેહેવાય ! ! દરેક હિંદુ સ્ત્રી સાસુ તરિકે શક્રો બેસાડવાને એટલી બધી તો આતુર હોય છે કે વહુના હાથથી જમવાને નારાજ હોય છે; એટલુંજ નહિ પણ વહુને રાંધવાના કામમાં જ્યાં સુધી પોતાના હાથ પગ ચાલે ત્યાં સુધી મદદ પણ કરવા દેશે નહિ. તે સાફ નિર્લજપણે કહેશે કે "વહુને કુ—દેખાડિયે, પણ **ચુલો** ન દેખાડીયે." આવા જ્યાં રંગ હોય ત્યાં પછી સાસુની વહુ તરફ કે વહુની સાસુ તરફ અગાધ પ્રીતિ કેમ બંધાય ? ને સાથે દમ્પતિમાં પ્રેમ કેમ વહે! અને સાંગોપાંગ ઘરસંસાર કેમ ચાલે ?

**મોહનચંદ્રનાં** ધણીયાણી દિકરાવહુ વચ્ચે પ્રીતિ થાય તેવું જોવાને કદી રાજી હોય એ માનવાયોગ્ય નથી. જો કે તે પોતાની દિકરીને ધણીપર શક બજાવતાં શિખવવામાં પક્કાં ઉસ્તાદ છે. તેમની દિકરી ને દિકરામાટેની તાલીમ જુદીજ છે. પણ સારાં ભાગ્યે તેમના જેવા ગૃહસ્થાઈથી વિરૂદ્ધ તેમનાં દિકરી ને દિકરાના વિચાર હતા નહિ. તેઓ મોઢે હા કહ્યાં કરે, પણ કામ તો પોતાને મનમાન્યુંજ કરતાં. **કિશોર** તેના ઓરડામાં એકલો

બેઠેલો, ને તે પણ વળી વિચારમાં, શેઠાણીએ જોયો એટલે તેણે જાણ્યું કે તે **ગંગાને** અહિયાં મળવાને બેઠો છે. ત્રણ વરસે આજે **કિશોર** ઘેર આવ્યો છે, ત્યારે કદી તે ગુણવંતી **ગંગાને** મળવાને આતુર હોય તો તેને તક આપવી જોઇયે, પરંતુ હમણા **કીશોર**ના મનમાં કે **ગંગાના** મનમાં એવો વિચાર હતોજ નહિ. **કિશોર** માત્ર એટલોજ વિચાર કરતો હતો કે **કમળીની** હવે પૂર જુવાની છે, ને આ હાલની તેની દુઃખદ અવસ્થા માત્ર વિધવાપણાથીજ છે, માટે તેનો શો ઉપાય કરવો. પણ શેઠાણીએ તો તરેહવાર વિચારો કીધા. તેના મનમાં એવો વિચાર આવ્યો કે 'જોઉં, મુવો એ રાંડને કેમ મળેછે.' ખરેખર જો શેઠાણીનું ચાલે તો હજી બીજાં ત્રણ વર્ષ **કિશોર** ને **ગંગાનો** વિજોગ રહે તેમ કરવાને ચૂકે નહિ; કેમકે **ગંગા** સદ્‌ગુણી, કણાગરી, હોશિયાર અને આખી ન્યાતમાં સારૂં માન પામેલી હતી. પણ સૌથી વધારે મોટું કારણ એ હતું કે તે પૈસાદાર માબાપની દિકરી હતી, ને તેથીજ સાસુજી તેને દુઃખ દેવાને રાજી હતાં.

પા, અડધો ને પોણો કલાક વીતી ગયો, પણ **કિશોરે** પોતાની વૃત્તિમાંથી મોંહ ફેરવ્યું નહિ ને શેઠાણી હાલ્યા ચાલ્યા વગર જ્યાંનાં ત્યાં ઉભાં રહ્યાં. અંતે શેઠાણી થાકયાં, કેમકે છુપાઇને એની જે જોવાની ધારણા હતી કે હમણા **ગંગા** આવશે, ને બંનો વાતચીતે વળગશે તે ખોટી પડી, તેથી કંટાળીને તે બોલીઃ-

"મુવા **કિશોર**, હવે ઓરડામાંજ ઘલાઇ રેહેવાનો કે ?" ઘણી કઠોર કડવાસ ભરેલી વાણીએ તે બોલી, "જાણે વહુ વહુ ઝંખી રહ્યો છે, પણ માબાપને મળવાનું કંઇ ભાન છે? મને બોલાવી સરખી પણ નથી, ને પેલી નવાબ સાહેબની દીકરીને મળવા માટે-બેહેનની ખબર લેવાને બહાને આવીને ભરાયો છે. પણ તે રાંડની પછાડી એટલો ઘેલો નહિ થા, તે તો નીકળી જવાની છે!! એ ઉમરાવજાદાની દિકરી માટે જે વાત ચાલે છે તે મારાથી સંભળાતી નથી. તે થનથન નાચી રહી છે, તે કોઇ મુઆ જાંગલા બાંગલા સાથે નીકળી જશે ત્યારે તું સમજશે. જાણે વહુવહુ કરી રહ્યો છે, પણ તે તને જરા પત પણ કરવાની છે કે ? વાટ જોઈને બેઠો છે તે માટીનો ચાટલો જોવાને આવી કે? મુઆ બળિયેલ, વિચારમાં ગોથાં ખાજે, તે તો તારા માથાની છે. નથી માને મળ્યો, નથી બાપને મળ્યો ને કલાકના કલાક થયા તારી સગલીને અહીઆ મળવા આવીને ભરાયો છે, તે આવી કે?" આમ થોડા શબ્દોમાં પોતાનો ઉભરો સમાવી સારી પેઠે પ્રાતઃ-કાળની પુષ્પાંજલી ત્રણ વરસે ઘેર આવેલા દિકરાપર શેઠાણીએ કીધી!

"માજી, બાપાજી ઉઠયા ?" જાણે પોતાની મા કંઇ બોલીજ નથી

તેને ઠંડે સાદે **કિશોરે** સવાલ કીધો. "મેં ધાર્યું કે પેહેલાં કમળા બેહ-નને મળીને પછી પિતાજીને મળું. તમને તો હું કહીને આવ્યો છું. પિતાજી જાગ્યા હશે, ચલો માજી દિવાનખાનામાં, હજી બેહેનને જાગતાં વાર લાગશે."

"તારા બાપ તો ઉઠશેજ તો, હવે બાપને મળવાને તૈયાર થયો છે, આટલી વાર તે યાદ સરખા પણ નથી આવ્યા. અમારા જીવ કેટલા તલ્પી રહ્યા હતા, પણ અમે તે કંઇ હિસાબમાં છિયે? હવે તો મરીએ તોજ છૂટકો થાય. આ દુઃખ તો નહિ ખમાય. વહુઓ તો રાંડોએ અમારા કહાર પાડી મૂકયા છે, પણ આ દિકરાઓ પણ તેવા થયા છે એટલે પછી અમારા નસીબનો વાંક. નથી મને કોઇ પૂછતું, નથી કોઇ ગાછતું. અમારા મૂઆ જીવતાંની પણ ખબર કોણ લે છે? આટલીબધી વાર કેઇ રાંડની મોકાણ માંડવા બેઠો હતો?" હજીપણ આપણા **મોહનચંદ્ર**નાં ધણીયાણીનો ગુસ્સો નરમ પડયો ન હતો.

"માજી! બહુ કૃપા થઇ, મેં શું ગુન્હો કીધો છે કે તમે સવારના પહોરમાં મને આમ કહો છો?" ઘણી નમ્રતાથી, જાણ્યું કે હમણા વધારે બોલવાથી પાછું વધારે સળગશે એમ ધારી ધીમે સાદે **કિશોરે** જવાબ દીધો. "તમારા તરફ મારાથી કંઇ અઘટિત થયું હોય તો—"

"ચૂપ રેહે મૂવા ભડ—! જો લાંબાં લાંબાં ભાષણો કરીને મને મુઓ સમજાવવા આવ્યો છે. કરપા મુઆ તારી મને નથી જોઇતી ને તારાથી મારે પેટે પથ્થર પડયો હોત તો ભલો, પણ આ તારી પેલી બેગમ સાહેબ મને આટલાં આટલાં વાનાં કહે ને વિધવિધનાં મેહેણાં મારે તે મારે સાંભળવાં! એ વહુએ મારૂં નામ ડુબાવ્યું. એ ગવંડરની દિકરી છે તો એને ઘેર રહી, મારે ત્યાં નહિ પાલવે. મારા અવતારના થઇ ગયા છે. ન્યાત જાતમાં મારાથી મોં કાઢીને બોલાતું નથી, તે છતાં એ રાંડને એક શબ્દ કેહેતો નથી ને મુઓ ગુન્હા ને બુન્હાની વાતો પૂછે છે!!! પૂછની તારી રાંડને, કે આજ બબે મહિના થયા તે બંનેએ મારી સામા સંપ કરીને ઝગરણુ શા માટે માંડયાં છે! ને આ રાંડને (પોતાની દિકરીને) પણ શીખવીને મારી સામા કીધી છે. હવે તે હું કીયે મોઢે બોલું? જયાં પેટ પાકયું ત્યાં પાટો કયાં બંધાય? અમે તો મરીએ તોએ ભલાં. આજકાલની રાંડો નહિ ઘટે તેવા શબ્દોથી સામા તડાતડ ઉત્તર આપે છે. હવે મારો તે અવતાર છે? બળ્યા અમારા અવતાર! રાંડ મઢમ થઇને નિકળી જશે, ને મુવા તું પછી જોયા કરજે! જજે તેની પાછળથી જખમારતો! હત્ તારૂં સત્યાનાશ જાય મૂવા નિર્લજ્જ!" આટલું બોલતામાં તો છેડો વાળવા માંડયો.

એ સઘળું એક નવું તૂતજ ઊભું કીધું હતું. **ગંગા**એ તો સાસરાના ઘરમાં પગ મૂકયો તે દહાડાથી ઊંચે કે નીચે સ્વરે એક શબ્દ પણ મોં બહાર કાઢયો નથી, તો પછી લડવાની તો વાતજ શી!! પણ આમ ઉશ્કેરીને પોતાની વહુ સાથે દિકરાને લડાવવા, એક સાસુ જેટલા પ્રપંચ ને ઢોંગ કરે તેટલા ઢોંગ **લલિતા** શેઠાણીએ કરી ઘર ગજાવી મૂકયું.

**કમળા** જાગી ઉઠી. **તુળજા, વેણીગવરી** ને છોકરાં પણ જાગી ઉઠયાં. **મોહનચંદ્ર** પડશાળમાં દાંતણ કરતા હતા તે ચમકી ઊઠયા; ને જ્યાં શેઠાણીએ ઢોંગ મચાવ્યો હતો ત્યાં ઘરના ચાકરનફરો સાથે સૌ દોડી આવ્યાં. **ગંગા** પણ દોડી આવી. સૌને એમ લાગ્યું કે **કમળા** બ્હેનને કાંઇ થઇ આવ્યું હશે. પણ ઓરડામાં પેસતાંજ **કમળા**ને કોચપર તંદુરસ્ત હાલતમાં બેઠેલી જોઇ કે આ શું છે તે કોઈને પૂછવાનું કારણ રહ્યું નહિ. સૌ સમજી ગયાં કે શેઠાણીએ કંઇ નવો ઢોંગ કીધો છે. **ગંગા** સૌથી વધારે ગભરાઇ. તે કંઇ પોતાથી ગુન્હો થયો છે તેથી નહિ, તેનાથી કંઇ અણઘટતું થયું છે તેથી નહિ, કંઈ ભૂલ કે અવિવેકમાટે નહિ, પણ પોતાનો પ્રિય હજુ હમણા આવ્યો છે, રાતનો ઉજાગરો થયો છે, તેમાં પ્રારંભમાંજ આ ગડમથલ ચાલી તેથી રખેને પ્રિય પતિને તેને માટે, તેની વર્તણુક કે મર્યાદા માટે શંકા આવે; રખેને તે એમ ધારે કે તેનાં માતપિતાની તરફ કંઇ અવગણના થઇ છે—તેથી તે ગભરાઇ.

**મોહનચંદ્ર** ઘણા ગુસ્સામાં દોડી આવ્યા. તેઓનો રાતનોજ મીજાસ ગયો હતો, તેમાં સવારના પહોરમાં આ નવો મામલો જોઇને તે ઘણા ખીજવાઇ ગયા.

"વળી શી મોકાણ મંડાઈ છે કે સવારમાં આ રડારોળ કરી મૂકી છે;" ઘણા ખીજવાટ સાથે તેઓ બોલ્યા. "સવાર, સાંઝ, વખત કવખત આ ઘરમાં તકરાર ને લડાઇ! એ પરેસાન! તારૂં મોઢું બાળ, કે સૌનેસુખ થાય. હજી તો હમણા હું ઉઠયો છું તેટલામાં આ તારા દાદાના નામની પોક મૂકતાં તને શરમ નથી લાગતી? જરા મોઢું ઢાંક, ને શરમા! રોજરોજ સંતાપવું હોય તો તારૂં કાળું કર, કે સૌને નીરાંત થાય." આ બધા શબ્દો **મોહનચંદ્રે** એટલા તો ગુસ્સામાં ઝડપથી કહ્યા કે સૌ સાથે શેઠાણી પણ ક્ષણભર સડકજ થઇ ગયાં. પણ તે કાંઇ એમ ગાંજી જાય તેવી નહોતી. ભલા ધનેત્તરને પૂરી પડે તો પછી એમના શા ભાર!

"આ બધા દુશ્મનો સાથે તમે પણ મારો જીવ લેવાને તૈયાર થયા છો કે?" તેણીએ દાંત કચકચાવીને કહ્યું. "શું હવે મારૂં કોઇ નથીજ કે? ગઇ રાતનાજ તમે તાનમાં આવ્યા છો, અને આ બધી કર્કશાઓને

છકાવી દીધી છે, પણ એમ નહિ ચાલે ! નહિ ચાલે! હું તમારૂં કે તમારા વહુ દિકરાનું નહિ સાંભળું !"

"ચુપ કમજાત ! અભાગણી !" એકદમ તેણીને અટકાવીને **મોહનચંદ્રે** ડોળા ફેરવ્યા, ને આ વખતે તેમનો ગુસ્સો એવો તો સખ્ત હતો કે **લલિતા** શેઠાણીનો વાંસો, પાસે પડેલી લાકડી હાથમાં લેતા હતા તેથી બેવડો કરત. પણ તુરત **કિશોરે** ઉઠીને **મોહનચંદ્રને** શાંત કીધા ને બીજા ઓરડાંમા તેને તેડી ગયો. હવે શેઠાણી ખુબ ઉછળ્યાં, ને ગાળો દેવામાં કશી કચાસ રાખી નહિ. પાછાં સૌ ઓરડામાંથી વિખરાઇ ગયાં; ને લગભગ અડધો કલાક સુધી તે એકલી બખારી. પછી થોડીવારે તે ઊઠીને દીવાનખાનામાં ગઇ.

**મોહનચંદ્ર** ઘણો દિલગીર થયો, પણ પોતાનો સુપુત્ર પાસે હતો તેથી તે કંઇક શાંત થયો. પડશાળમાં જઇને બંનો જણાએ દાંતણપાણી કીધાં. પાછા બંનો **કમળા** પાસે આવ્યા, ને તે વેળા **કમળી**ની આંખ તદન ભીંજાઇ ગયેલી હતી. તે ડુસ્કે ડુસ્કે રડતી હતી. **કિશોરે** ઘણા આગ્રહથી તેને પૂછ્યું, પણ કેટલોક વખત તે કંઇ બોલી નહિ, પણ જ્યારે ઘણા સમ ખાધા ને આગ્રહ ધર્યો ત્યારે કહીશ એમ જણાવ્યું.

**વેણીલાલ, કિશોર** ને **મોહનચંદ્ર** એજ ઓરડામાં તે પછી વાતો કરવા લાગ્યા. બીજાં સૌપણ **કમળા** બેહેનની ખબર લેવાને નિમિત્તે ત્યાં આવી બેઠાં હતાં. ત્યાંજ ચાહ લાવવાનું કેહેવાથી **ગંગા**એ તૈયાર કીધી હતી તે લાવી.પ્યાલાં ને રકાબી મૂકયાં, ને સાસુજીને બોલાવી લાવવા ગઇ. રોષ ઘણોએ હતો પણ આગલે દિવસે રાતના વાળુ કીધું નહોતું એટલે પેટમાં કકડીને લાગી હતી તેથી ઊઠીને તેઓ આવ્યાં. ઓરડામાં આવીને એક બાજુએ બેઠાં. તેમના ડોળા ખૂબ ઘુરકતા હતા. સઘળાં ચાહ પી રહ્યાં ને **ગંગા**એ પ્યાલાં રકાબી ઉઠાવ્યાં, તેવામાં એક રકાબી હાથમાંથી છટકી ને ભાંગી ગઈ ! !

કજીયાદલાલ કર્કશા સાસુજીનું હવે પૂરતું ચઢી વાગ્યું ને લડવાને માટે જે બારી શોધતાં હતાં તે હાથ લાગી. તેઓ ખૂબ જોરમાં બોલી ઉઠયાં:

"આતે કેમ ખમાય ! ? રોજ એકેક બબે પ્યાલાં રકાબી ભાંગે ને વાસણો જાય તે કેમ ખમાય ?"

"સાસુજી ! રોજ કયારે પ્યાલા રકાબી ભાંગ્યાં છે ?" કંઇ કમબખ્તીએ ઘેરી હશે તેથી ગંગા બોલી. "મારા જાણવા પ્રમાણે તો હમણાં કંઇ નુકશાન થયું નથી, ને ચાકરો પણ વાસણકુસણની બરાબર સંભાળ રાખે છે."

"ત્યારે હું જુઠી ? હુ બોલી તે જુઠું, ને તું લોંડી બોલી તે સાચું ! ! વાસણ ગયાં નહિ ત્યારે હું આપી આવી ? હાય હાય રે બાપ ! વહુઓ

તો મારે માથે આળ ચઢાવે છે, હવે એ કેમ ખમાય! હું રાંડ ચોર, આજે મને ચોર કરી તો કાલે તો કોણ જાણે મારે માથે કેવાંએ આળ મૂકશે. હવે આ ઘરમાં મારાથી નહિ રેહેવાય. મને તો મારી નાંખવાનો ત્રણે વહુઓએ સંપ કીધો છે તે મને જીવતી જવા નહિ દે; મારો જીવ લેશે જીવ, ત્યારે ઝંપીને બેસશે! આતો મને ઘરમાંથી કહાડી મૂકવાનો ઘાટ ઘડયો છે."

"એમ સાસુજી તમે ન કહો. વારૂ મેં શું આપને કહ્યું કે આપ આટલાંબધાં મને ભાંડવા તૈયાર થયાં છો?" ઘણી નમ્રતાથી **ગંગાએ** કહ્યું.

"જો ઉમરાવજાદાની દિકરી બોલી!" શેઠાણીએ નાકનું ટીચકું ચઢાવી ડુંગરાટ કીધો. "પૈસાદારની દિકરી છે તેમાં તું મને સતાવે છે, પણ તારા બાપનાં કંઈ અમે ઓશિયાળાં છિયે કે? તું ધનપાળસાહ ગોડીની દિકરી છે તે મને ખબર છે. નાચણવેડા થોડા કર, અત્યારમાં ફાટી શાની જાય છે! અહંકાર તો કોઇના રહ્યા નથી ને રેહેવાનાએ નથી. રાજા **રાવણ** સરખા રોળાઇ ગયા તો તારો બાપ તે શા હિસાબમાં? મુઓ તારો બાપ કંઇ અમને કામનો છે? તારા બાપની શેઠાઇ તેને ઘેર રહી. તે મોટો છે તો તેને ઘેર રહ્યો, અમારે શું તેને તાપીમાતામાં ચઢાવવો છે? છાકટી જેવીઓ, તડતડ જવાબ દે છે ને આ મુઆ ભડવાઓ જોયાં કરે છે; પણ એ રાંડો નીકળી નહિ જાય તો મને દશ ખાસડાં મારજો. અત્યારથી તો રામજણીના વેશ કરે છે, તેમ ચોટલો ને ચાંદલો તો સવારના પોહોરમાંજ કરવો જોઇએ. લૂગડાં ઘરેણાં પણ પેહેરવાં જોઈએ! પણ એક રાંડનો તો બાપ પૈસાદાર છે તે જેમ કરશે તેમ તેને પાલવશે, પણ આ રાંડ ભીખારડાની દીકરી પણ તેનું જોઇને શીખી છે. તે પણ હવે ગાટપીટ સાટપીટ શીખવા બેસે છે. કયી દોલતપર ફાટી જાય છે તે તો જાણતી નથી. ભીખારીની દીકરીને બરો કટલો છે!"

"તમારો બાપ ભીખારી હતો તે તમને યાદ આવતો હશે;" **તુળજાગવરી** બોલી ઊઠી, કેમકે શેઠાણીએ છેલ્લા શબ્દો તેણીને માટે કહ્યા હતા. "ખબરદાર, મારા બાપનું નામ દીધું તો, તમારી વાત તમે જાણી. તે કંઇ તમારે બારણે ખાવાબાવા આવે છે? તેનો તમારે બારણે અ—એ નહિં આવે! જાણ્યું?"

"ધનપાળસાહની દિકરી તને જાણું છું. ભાગોળે બેસીને તારો બાપ ભીખ માંગતો હતો તે આજે વેપારી થઇ પડયો છે તેથી છાકી ગઇ છે. મારા બાપ સુધી ગઇ, પણ તારી ઓલાદ તો સારૂં ગામ જાણે છે. અંગ્રેજી શીખીને પેલા જાંગલાઓને ત્યાં ભઠીયારૂં કરવા જા. 'મારા બાપ' કેહેતાં તને લાજ નથી આવતી કુભારજા?"

"જેટલી તમને તેટલી મને-" પણ **તુળજાને** તુરત વધારે બોલતા **કિશોરે** અટકાવી.

"મોટી ભાભી, બહુ રૂડું કરોછો! ઠીક ઠીક." આટલું તે બોલી નહિ રહ્યો તેટલામાં તો સલજ્જ થઇ **તુળજા, ગંગાની** પછાડી ચાલી ગઇ. થોડો વખત મનમાંને મનમાં ધુંગરાઇને **લલિતા** સાસુએ ખૂબ ગાળો દીધી પણ અંતે થાકીને બળિયલ ચેહેરે હેઠળ ગઇ. દાદરેથી ઉતરતાં ઉતરતાં પણ તેનાથી બોલ્યા વગર રેહેવાયું નહિ કે, "માટીઓની હુંપપર ફાટી ગઇ છે, પણ હું ખરી કે એમનો બરો ભાંગું!!" **ગંગાએ** આ સાંભળ્યું ને તે ઘણી દિલગીર થઇ.

---

## પ્રકરણ ૩૧ મું.

### વઢકણાં સાસુજી.

વાદળ હજુ ઉતરી ગયું નહતું. **લલિતા** શેઠાણીનો ગુસ્સો નરમ પડયો નહતો. જેમ ધુંધવાતું છાણું ભડકો થયા પેહેલાં ધુમાડો કાઢીને સૌને હેરાન કરે તેમ આપણી શેઠાણીનો દાથરો ચઢયો હતો. **ગંગા, તુળજા** અને **વેણીગવરી** બધાં ધ્રુજ્યા કરતાં હતાં. જરાપણ ઉણું ન પડે અને અગ્નિ પાછો સળગી ઉઠે નહિ તેની બધાં તપાસ રાખતાં હતાં.

સવારના પેહેલા પહોરમાં સૌ પોતપોતાના કામમાં રોકાઇ ગયાં હતાં. આજે રવિવાર હતો, ને રીત પ્રમાણે સૌનેમાટે સારાં સારાં ભોજન તૈયાર હતાં. બપોરના સઘળી રસોઈ તૈયાર થઇ. સઘળા પુરુષો જમવાને બેઠા અને બાપદિકરાઓએ ઘણી મીઠાસથી જમી લીધું. જમ્યા પછી **લલિતા** લડકણી સાસુને બોલાવ્યાં, પણ તેઓ જમવાને આવ્યાં નહિ. થોડીક વાર સૌ થોભ્યાં કે હમણા આવશે. લડકણી શેઠાણી પોતાની દિકરી પાસે ગયાં હતાં. ત્યાં થોડીવાર અબોલા ગ્રહણ કીધા, પણ **કમળીએ** બોલાવ્યાથી તેમની સાથે મીઠીમીઠી વાતે વળગ્યાં. માનો રોષ ઉતારવામાટે **કમળીએ** પેહેલે કેટલીક હાવકી અને કજીયો વીસરી જવાની વાતો કીધી, અને પછી આવા ટંટાથી ન્યાતજાતમાં આબરૂ રેહેતી નથી તેમાં મન ખેંચ્યું, અને જે શેઠાણીને રૂચતું નહોતું તેવું કેહેવામાં આવ્યું. આપણા ઘરની વહુવારૂઓ ઘણી શાણી ને ડાહીઓ છે તેમની સાથે માન અને વિવેકથી વર્તવું જોઇયે એમ દિકરીયે માને કહ્યું. વઢકણાં બાઇને આ કંઇ રૂચ્યું નહિ. તેઓના મોં આગળ તે પથ્થરપર પાણી જેવું થયું. શેઠાણીના મનમાં લડવાનો ઝડાકો બતાવી દેવાનું તો ઘણુંએ થયું, પણ

કરે શું? દિકરી સાથે લડવાથી કંઇ ફળ નહિ, તેથી મન મારીને બેસી રહ્યાં, પણ ઝડાકો લેવાને મન તલપી રહ્યું ખરૂં. થોડીવાર કમળાએ આડીતેડી વાતોમાં મન ગુંથ્યા પછી પૂછ્યું, "માજી કિશોરભાઇને મળ્યાં? ભાઈ ઘણો સુકાઇ ગયો છે જો મા. એમને અભ્યાસ કરતાં બહુ મેહેનત પડતી હશે. વારૂ હવે એ ત્રણ મહિના હમણા અહીંયાં રેહેશે ને પરીક્ષા વખતે જશે તો ભાઇ શરીરે વળી જશે. પણ એ માજી તારા હાથમાં છે." કમળાએ માર્મિક વચન કહ્યું.

"હા ડાહી ડમરી! તું બહુ શાણી તે મને શીખામણ આપતી હશે. આવ મારી ઘરડી મા, મારી દાદી થઇને હવે તું બેઠી છે તે તારે જોઇયે તે કહે!! તું મને કહે છે કે ભાઇને રાખવો કે નહિ રાખવો તે મારા હાથમાં છે એટલે? આજકાલની રાંડ છોકરીઓ, અમારામાં તો કંઇ અકકલજ ન હોય તેમ અમને શીખવવા આવી છે. પણ રાંડો અમને જેટલાં વરસ થયાં છે તેટલા તમને દહાડા પણ થયા નથી તો શીખામણ શી આપવાની હતી? હું તારા ભાઇની વેરણ છું ખરી કેની તે તારા ભાઇને રાખવાની ના કહીશ. પણ પેલી રાંડ વંત્રીને રાખવો હશે તો એ મુવો રેહેશે, નહિ તો એની મેળે ચાલ્યો જશે. મારાં કોણ કહ્યાં માને છે? તું કેટલું માને છે કે તે માનવાનો હતો?" શેઠાણીએ પોતાનો જાતિસ્વભાવ જારી કીધો.

"મેં શો આજ્ઞાનો ભંગ કીધો કે તમે મને આટલોબધો દોષ દો છો? પણ તમારો સ્વભાવ પડયો છે તે તમે પવનની સાથે લડી પડો છો, તેમ મને ગરીબડીને નહિ પજવો." કમળીને પેટમાં બળતું હતું તેથી પોતાનો ઉભરો કાઢયો.

"ત્યારે તું શું મને પજવશે કે રાંડ?"

"મેં કયારે કહ્યું છે માજી? મેં કયારે પજવ્યાં?"

"ત્યારે તું શું કરે છે? આ તારા પજવવાના ઢંગ નહિ ને માને હલકી પાડવાના ઢંગ નહિ તો બીજું શું છે?"

"એવા ખોટા ખોટા આરોપ તમે મારા ઉપર નહિ મૂકો. મારી કોઇ પણ જાતની કસુર નહિ છતાં તમે જેમ સૌને પજવો છો તેમ મને પણ સંતાપો છો. તમારી દિકરીને ન મૂકો તો વહુપર કેમ કરુણા કરશો?" કમળીએ સારી રીતે પોતાની માને થથરાવી. શેઠાણી તો આ બોલવું સાંભળતાં બોલતાંજ અટકી ગયાં. એટલામાં ગંગા, સાસુજીને તથા કમળીને જમવા તેડવાને ઓરડામાં આવી. સાસુજીનો રોષ જબરો તેણે જોયો. થોડીક પળ તે ઊભી રહી. પછી ઘણી નમ્ર વાણીથી કહ્યું: "સાસુજી, હેઠળ પાટલા માંડી ભાણાં પીરસેલાં છે." પાછી ફરી કમળીને પણ કહ્યું, "મોટી બેહેની, તમે પણ ઊઠો."

"મારે નથી જમવું, તમે તમારાં હોઝરાં ભરો." સાસુજી બોલ્યાં.

"તમારા આવ્યા પેહેલાં કોઇ જમશે નહિ," ગંગાએ ઉત્તર દીધો.

"ગમે તે થાય, હવે આ ઘરમાં હું નહિ જમીશ!" પાછાં રોપમાં લડકણુ બાઇ બોલ્યાં.

"તેનું કારણ કંઇ કેહેશો માજી?" કમળીએ પૂછ્યું.

"તેની તારે શી જરૂર છે? હું મારી પોતાની માલીક છું તે ચાહે તેમ કરીશ. તને રાંડને કોણ ડાહીચતરી કરે છે કે છાકીછાકી આટલુ આટલું બોલે છે! ઘણું બોલીને સૌનાં નામ તો બોળ્યાં. જરા પણ ભાન બળ્યું છે? જીભે આવ્યું તે ભરડી જતાંજ શીખી છે, બીજું શું? પેલા ડોસાએ નિશાળે પડાપડ ભણુવા મોકલી ત્યારે તો કેહેતા હતા જે ભણી ગણીને ડાહી તથા શાણી વિવેકી થશે, તે આજ કે? રાંડ શાણી થવા વાળી એજ કે માને લડકણી, ખોટાબોલી, જુઠ્ઠી, સાચ્ચી એવી અનેક વાતો કહે છે. બળ્યું રાંડનું ભણતર, ને મુઆ એ ભણતાં ને ભણાવતા. ભણીગણીને માબાપની આમન્યા રાખવાને બદલે તડતડ સામા ઉત્તર દેતાં તો શીખી છે, એ શિવાય શું શીખી આવી છ?" લડકણાં લલિતાગવરી-એ પોતાનો સઘળો રોપ ગરીબ વિધવા દિકરીપર [illegible]યો. અને એ બોલતાં અનેક જાતના ચાળા ચરકા કીધા!

"માજી! તમારે ગમે તે કહો, હું અનાથ થઇ ત્યારે જે તમે કહો તે મારે સાંભળવુંજ." આંખમાં આંસુ લાવતાં કમળી તૂટક તૂટક શબ્દથી બોલી.

"સાંભળશે નહિ તો જશે કયાં ચુલામાં? અત્યારમાં આટલી ફાટી ગઇ છે તો અગાડી જતાં માબાપનું કાળું કરાવશે. પણ કામ મારા હાથ નીચે લેવું છે, તે જરા ચસકવા દઉં કે? આ વંઝાઓ જેમ શીખવે છે તેમ માને પજવે છે. પજવ, પજવ, જેમ પજવાય તેમ પજવ; પણ અગાડી તમને સૌને બતાવું છું."

લડકણાં બાઇ આટલું બોલી રહ્યાં કે તુળજાગવરીએ ઓરડામાં આવીને તોફાન થતું હતું તે જોયું. આંખના આગ્રસારામાં ગંગાએ તેને તુરત સમજાવ્યું. મિનિટ બે મિનિટ થઇ કોઇ કાંઈ બોલ્યું નહિ, એટલે પાછી ગુણવંતી ગંગા બોલી, "સાસુજી ચાલશો? ઘણીવાર થઈ ને ભાણાં ઠંડાં પડી જાય છે."

"મેં કયારે નાપાડી કે તું નહિ જમ?" કડવા કટાણા મોંથી લડકણાં લલિતા સાસુજી બોલ્યાં.

"તમારા આવ્યાવિના અમારાથી કેમ જમાય?" ગંગાએ નમ્રતાથી કહ્યું.

"તો ઓઁ ઓઁ, મારા વગર તમે જમતાં નહિ હો તો ! તમે તમારે નચિંતાઈએ જઈને જમો, હું મારૂં લાગ્યું ભોગવી લઈશ."

"જેમ સાસુજીની મરજી," તુળજાગવરીથી નહિ રેહેવાયું એટલે તે વચ્ચે બોલી. "અત્યારે સાસુજીના જીવને કંઈ સારૂં નહિ હશે તેથી નહિ જમતાં હશે; તેમાં ગંગા જીદ શી કરે છે ? ભુખ લાગશે ત્યારે સૌ મેળે જમશે, તેમાં શી હરકત છે? ચાલો આપણે સૌ જમી લઈએ, ને એમને માટે ઢાંકી મૂકીયે."

જ્યાં આવાં કટાક્ષનાં વેણુ તુળજાએ કહ્યાં, ત્યાં હવે લલિતા લડકણી બાઈની જીભલી હાથમાં ઝાલી કેમ રેહે ? વાતજ શી કરો છો ? તેઓ બળી જળી તો રહ્યાં હતાં તેમાં આ વાકયો તો તેને તીવ્રબાણુ જેવાં લાગ્યાં.

"હા, જા જા તારો ભરતો ભર ! દકાળવાની દિકરી, રાંડ ભીખારણ, તને ખાવાને મળતું નહોતું તે મકરપુંધીપર આવી છે તો જા ખા, તારૂં પેટ ભર." શેઠાણીએ ઝડાકો લીધો.

"જે જેવું હોય તે તેવું જાણે ! મેં કંઇ તમને બોલાવ્યાં નથી કે તમે વચ્ચે માથું મારો છો. તમને મેં બોલાવ્યાં હતાં કે વચ્ચોવચ બોલ્યાં ? વગર બોલાવ્યું બોલે તે તરણાને તોલે." તુળજા પણ મસેમસે બોલવાથી હઠે તેવી નહોતી. એ થોડું બોલીને થાંભલો કોરે તેવી હતી.

"તું લખાપતિની દિકરી તેની વચ્ચે બોલાય કેમ ? પણ તું બોલી કોને માટે ? ભીખારણ, કોના જીવને સારૂં નથી ? ! તારો બાપ મરવા પડયો હોય તો કોણ જાણે ! જા તેનો ચોકો કરવા જા. આ ઘરમાં આવીને છાકી ગઇ છે, અને પેલો મૂઓ તારો ચાટલો જોઈ રહ્યો છે તેમાં બહુ લાંબું બોલતાં શીખી હશે, પણ હજી તો હું સાત વાઘ ખાઉં તેવી છું ! મારા જીવને સારૂં ને નરસું કેહેનારી તું કોણ ? તારી મા મરે ને તારો બાપ મરે, મારી વાત તું શાને કરે છે? હવે મારો પીછો છોડ, હું તો મરી રહી છું ને મારાથી બોલાતું સરખુંએ નથી. તમે રાંડોએ તો મારો કેડો લીધો છે તે મને પીંખી નાંખશો કે શું ? હું મરી તો રહી છું. તેમાં વધારે કયાં મારો છો ?" સાસુજી બોલ્યાં.

"તમને આટલુંબધું બોલાવે છે કોણ ? મારો બાપ ને નહિ બાપ કરતાં જરા શરમાઓ. તમે જમવાની ના કહી ત્યારે મેં તો માત્ર ગંગાને જમવાને કહ્યું; તેમાં તમે શાનાં સુગાઇ ઊઠયાં ? તમારૂં તો હું જરાએ નામ દઉં તેવી નથી, ને મારો બાપ તો તમને નહાતાંએ સંભારવાનો નથી. બધું ગામ જાણે છે કે તમારી ઓલાદ કેવી છે. તમારો બાપ કોણ હતો તે તમો જાણોછોજ ! તમારી મા રેંટિયો કાંતિ સુતર આપતી ને તમારો

જુંગાઓ સારા માણસને સતાવવાને ચુકે તેવા નહિ હોવાથી તેવા લોકોએ આ વેળાએ પંચાત ભેગી મેળવવાનો વિચાર કીધો. જોગાન જોગથી "ટાઇમ્સ ઓફ ઇંડિયા"માં પોતાને ખરે નામે **કિશોરે** મહારાજોનાં બૂરાં આચરણોપર ઘણો સખ્ત હુમલો કરીને તેઓનો કોપ ખેંચી લીધો. સૂરતના મહારાજોમાંના એકે, ન્યાતના બેચાર આગેવાનોને બોલાવી **કિશોર** પોતાની બેહન **કમળી**નાં પુનઃ લગ્ન કરાવે છે, તે માટે ઘટતો બંદોબસ્ત કરવાને ઉસ્કેર્યા. ન્યાતને તો આવું કારણ જોઈતું હતું એટલે ભેગા થયા ને આ બાબતનો ખુલાસો કરવાને પંચે ઠરાવ કીધો. ન્યાતના ઘણા સંભાવિત માણસો તો તેમાં સામેલ પણ થયા નહિ, પણ જેઓને ચપાટવાનું જોઇયે તેવા લુચ્ચાના સરદારોએ ધાંધળ મચાવી મૂકી. **કિશોર**પર એક પત્ર લખ્યો, ને તે મુંબઈ ગયો એમ જણાતાંજ **લલિતાબાઇ**એ પોકળશ્રાધ કરવા માંડયું, ને દીકરાના નામનાં છાજીયાં લીધાં. તાબડતોબ સુરતમાં આવીને **કિશોર** ન્યાતના જે ચારેક સારા માણસો હતા તેઓને મળ્યો, ને જણાવ્યું કે આવાં પગલાં ભરવાં ઘણાં કઢંગાં ને કાયદા વિરૂદ્ધ છે. પણ બીજા લડવૈયાઓ તો એકના બે થયા નહિ. ન્યાતમાં હોહા ને મારામારીનું જોર ફાવેછે, પણ વાજબી દલીલો કદી પણ ફાવતી નથી. પંચાત ભેગી કરવામાં આવી. ત્યાં **કિશોરે** આવીને ઘણા ડહાપણથી જવાબ દીધો, કે ન્યાતથી કોઇપણ માણસના ખાનગી કામો વચે અવાય તેમ નથી. ન્યાતનું કામ એટલુંજ છે કે કોઇ ખોટે રસ્તે વરતે તો તેઓને શિક્ષા કરવી, પણ માત્ર જે સાંભળેલી વાત છે, ને ગામગપાટા છે તેપર અનુમાન બાંધીને કોઇપણ ગ્રહસ્થને પીડવો એ સારા ગૃહસ્થોને શોભતું નથી. આટલું બોલતાં તો લુચ્ચા માણસોએ મોટો પોકાર કરી મુકયો, ને તેઓ એમજ લઇ બેઠા કે અમોને નઠારા માણસ કહીને ગાળો ભાંડી. એ તો એણે સઘળું ન્યાતનુંજ અપમાન કર્યું, તેથી જ્યાંસુધી એને શિક્ષા કરવામાં આવે નહિ ત્યાંસુધી અમે તો હાટકેશ્વરમહાદેવના દેવાલયમાં લાંઘણાં ઘાલીશું. એ વકીલ છે તો શું ડરાવશે કે? આમ જોરપર આવેલા લુચ્ચાઓએ તેને ઘણો પજવ્યો; ને પછી જ્યારે કાંઇ નહિ ફાવ્યું ત્યારે મારામારી કરવા ઉઠયા. **કિશોરે** આવો મામલો જોઇને ત્યાં ઊભું રહેવું યોગ્ય નહીં ધારી તે પંચાતમાંથી ચાલ્યો ગયો.

**કિશોર** ન્યાતના જુંગાઓથી ડરીને પંચાતમાંથી ચાલ્યો ગયો, પરંતુ આ લાગવગે ફાવી ગયેલા લુચ્ચાના સરદારોએ તેને છોડયો. નહિ. બીજે દિવસે એકદમ તેનાપર માજીસ્ટ્રેટને ત્યાંથી સમન્સ લીધા કંઇ પણ ડર્યા વગર **કિશોર** સામો થયો. તેનાપર કામ ચાલવા માંડયું અને બે ચાર

તે લુચ્ચાના સાથીઓએ આવીને કસમપર, હાડોહાડ જુઠ્ઠી જુબાની આપી. બ્રિટિશ રાજ્ય ગમે તેવું ન્યાયી છે, છતાં તેમાં જે ગુંચવણો સ-ગાયલી છે તેવી બીજે સ્થળે નથી, તેનો ન્યાય પવિત્ર ને સુધો હશે ખરો, પરંતુ જો ચાર લાગતા વળગતાએ સંપ કરીને આબાદ જુઠ્ઠી સાક્ષી પૂરી તો પછી જોઇ લો તમાસો! ખરેખરો નિરપરાધી એકદમ સપાટામાં આવી જાય. આજ પ્રમાણેનો મામલો કિશોરના કેસમાં બન્યો. કંઇ પણ 'પ્રાઈમાફેસી' નહિ છતાં માજીસ્ત્રેટે પડેલી સાક્ષીપરથી તોહમત ઘડીને એ-કદમ એ કેસ સેશન કમીટ કીધો. માજીસ્ત્રેટ પણ અક્કલના ખાં પડેલા એટલે તેઓએ એમ બતાવ્યું કે અમે કંઇ મુંબઇના વકીલડાઓથી ડરીએ તેવા નથી.

ગંગા કિશોર ગમે તેટલાં ડાહ્યાં ને સમજુ હતાં તેટલું છતાં આવો મામલો જોઇ ઘણાં ગભરાયાં. કેસ તો સાધારણ મારા મારીનો હતો છતાં તેઓ બીધાં. "કોરટ, સોરત ને ઓરત, એ ત્રણનો વિશ્વાસ નહિ." તેથી પોતાની તરફથી સેશનમાં એક બારીસ્ટર કિશોરે બોલાવ્યો, ને તેણે પ્રારંભ કરતાં તેના ભાપણુથી કેસ કાઢી નાખ્યો. આટલું છતાં પણ જે ખરચ થયો તે માથેજ પડયો. ન્યાતના લફંગાઓ હાર્યા પછી પાછી પંચાત બોલાવી, પણ એકાદ બે સારા આદમીઓ વચ્ચે પડયા ને એકદમ તે લુ-ચ્ચાઓનો દંડ લીધો. કિશોર સાથે વાતચીત થતાં તેણે જણાવ્યું કે શાસ્ત્ર આજ્ઞાની બહાર તે એક ડગલું પણ ભરે તેમ નથી, ને ભરશે પણ નહિ. આ તેનો દૃઢ ઠરાવ જોઇ ન્યાતનાં ધર્માંધ મનુષ્યો પણ તેનાપર ખુશ ખુશ થઇ ગયાં.

આટલું થયા પછી પોતાની નાની બહેનનાં લગ્ન કીધાં. આ વેળા-એ વરવાળાએ મહારાજને વરકન્યાનો હાથેવાળો મળતો હતો તે વેળાએ બોલાવવાનો આગ્રહ ધર્યો, પણ તે એકનો બે થયો નહિ. સર્વરીતે સાંગો-પાંગ વિવાહ સમારંભ પાર પડયો. આ લગ્ન પ્રસંગે ગંગાએ ઘણીક રી-તની કઢંગી રીતો પોતાને ત્યાંથી કાઢી નાંખી ને એક નવીજ પધ્ધતિથી લગ્નની રચના કીધી હતી.

---

## પ્રકરણ ૪૮ મું.

### બીજી વિપત્તિ.

પાછું સઘળું સ્વસ્થ થયું ને ગંગા કિશોર આનંદથી પોતાનો કાળ ગુજારવા લાગ્યાં. કશી પણ પાંતીની અત્રે હવે ન્યૂનતા ન હતી ને કિશોરની

પ્રતિષ્ઠા ઘણી વધવા માંડી હતી. **ગંગા** ને **કિશોર** નિરંતર વિનોદથી દિવસ ગાળતાં હતાં. ...કપાસથી **તારાગવરી** ઘરમાં દોડાદોડ કરી મૂકતી હતી. સાંઝના **કિશોર** ઘેર આવે કે **તારી** દોડીને 'બાપુજી બાપુજી' કહી ગળે વળગીને શોર બકોર કરી મૂકતી. તેને માટે **કિશોર** એક મનોરમ્ય મેના લાવ્યો હતો, તેને ને **તારી**ને ઘણું હેત બાઝયું હતું. **કિશોર** આવ્યાની પહેલી ખબર મેના **તારી**ને આપતી હતી ને તેથી **તારી** દોડીને બારણા નજીક જતી હતી. **ગંગા** પોતાના પ્રિયપતિને આનંદ આપવામાં કંઈ મણા રાખતી નહતી. કદી પણ આ સ્વર્ગભુવનમાં વિવાદ તો જણાતોજ નહિ, તો પછી કલેશ કે ટંટાનું નામ પણ કયાંથી હોય?

એક દિવસે **કિશોર** કોરટમાંથી સાંજનો આવ્યો, ને રાત્રીનું વાળુ કરીને પોતાના બાગમાં વીણા લઇને બજાવતો હતો. સામે **ગંગા** બેસીને ઝીણા સુસ્વરે **દયારામ**ભાઈની ગરબી ગાતી હતી, ને તેની પ્રેમાળ વાણીના સૂરની ધૂનથી વીણાએ ખૂબ ઘટા છાઇ દીધી હતી. રાત્રી ઘણી સુંદર હતી, ને સઘળે શાંત હતું. આકાશના તારા સિવાય બીજું કશું અજવાળા જેવું નહોતું. ને જ્યાં આ લાવણ્યમય રૂપસુંદરી ને તેનો કંથ બેઠાં હતાં, ત્યાં પણ કોઇ જાતનું અજવાળું નહતું. **તારી** પહેલે તો દોડાદોડ કરતી હતી, ઝાડનાં કુંડાંમાંથી ફુલો ચુંટતી હતી, અને કદી ઘરના પાછલા ભાગમાંથી એક દીવાનો પ્રકાશ જે પાસેના ઓટલા પર પડતો હતો ત્યાં જઇ પોતાની છાયા સાથે ખેલતી હતી, પણ અંતે તે થાકી ગઇ ને બાજુએ ઉંઘી ગઈ. ઘરની દાસીઓ ને રસોઇઆઓમાંથી કોઇ ખાતાં હતાં ને કોઇ પરવારી ગયાં હતાં, અને કોઇ ગપ્પાં મારતાં તેનો ઝીણો સ્વર કદી કદી ત્યાં સંભળાતો હતો, તેમ કોઇ પડોસમાં રેહેનારા છોકરાઓ પોતાનો પાઠ તૈયાર કરવામાં રોકાયલા તેઓ કવિતા મોંઢે કરતા તેનો સ્વર કદી મોટેથી તો કદી ધીમેથી સંભળાતો હતો, એ શિવાય બીજો કોઇપણ જાતનો ત્યાં ગોંઘાટ નહતો. **કિશોર** પોતાની વીણા સુંદર રીતે બજાવતો હતો, ને **ગંગા**એ સંગીતથી એવી તો મીલાવટ કીધી હતી કે કોણ સરસ છે એ કેહેવાને, કોઇપણ શક્તિમંત નથી. સરસાસરસીમાં સૂર્યને પશ્ચિમમાં ગયાને પાંચ કલાક વહિ ગયા; પણ કોઈ પાછું હઠયું નહીં. ખરેખર આવો સુંદર વિનોદ આપણા ઘરસંસારમાં હોયજ શાનો?

મોડી રાત્રી થવાથી બંનો દંપતિ ઉઠયાં, ને જેવાં શય્યાપર જાય છે તેવો અવાજ સંભળાયો કે '**કિશોર** ભાઇ છે?' **કિશોરે** તે અવાજ પારખ્યો, કેમકે તેની માસીના દીકરા **રતનલાલ**નો તે હતો. તે એલ્ફીન્સ્ટન

કૉલેજમાં અભ્યાસ કરતો હતો, પણ જ્યારે તે આવતો ત્યારે હંમેશા જણાવતો હતો. આજે તે વગર જણાવે એકદમ આવ્યો તેથી **ગંગા** ને **કિશોર** એકદમ તેના પાસે ગયાં. **કિશોરે** એકદમ ચકિત થઇ પૂછ્યું, "કોણ **રતનલાલ** કે?"

"હા ભાઇ," તેણે જવાબ દીધો, ને તુરત તે પાસે આવ્યો. "તમે કંઇ **વેણીભાઇ**ને માટે સાંભળ્યું છે?"

"નારે, શું છે? હું ધારૂં છું કે **વેણીલાલ** હમણા પોતાની ખુશીથી નવસારી ગયો છે, ત્યાંથી તે પાછો ફર્યો?"

"તે તો ગમે તેમ હોય, પણ મને ભરૂચથી તાર મળ્યો છે, ને તે તમારા નામનો છે, તેમાં એમ જણાવવામાં આવ્યું છે કે **વેણીલાલ**ને હાલ કેદમાં મોકલવામાં આવ્યો છે." આમ બોલીને તુરત તે તારનો સંદેશો **કિશોર**ના હાથમાં મૂકયો.

**કિશોર** તે પત્ર હાથમાં લઇ ઘરમાં ગયો, ને **ગંગા** ને **રતનલાલ** બંનો વાતો કરતાં પૂઠે ગયાં. કેટલીક વાત કરવા પછી એમ માલમ પડયું કે **રતનલાલ** આજે હજી સુધી જમ્યો નથી, પણ **કિશોરે** તાર વાંચ્યો, તેની હકીકત જાણવાને તુરત તો **ગંગા** ત્યાંજ ઉભી રહી. તારપરથી કંઇ પણ સમજાતું નહોતું કે શું છે, પણ એથી **કિશોર** વળી નવી ચિંતામાં પડયો. દરેક જણ તાર વાંચતાં જુદાં જુદાં અનુમાન કરવા લાગ્યાં. કોઈ કંઇ તો કોઈ કંઇ ધારણા બાંધી બેઠાં. **કિશોરે** ઠરાવ્યું કે કાલની ટ્રેનમાં ભરૂચ જવું. એટલામાં પોતાના કેસ હતા તે બીજા વકીલને આપી દેવાની તે ગોઠવણ કરવા લાગ્યો. **રતનલાલ** જમ્યો નહતો તેથી **ગંગાએ** તેને કહ્યું, "દિયરજી, આવો રસોડામાં હું હમણા લાપસી તૈયાર કરૂં છું તે તમે જમી લો, પછી વાતો કરજો."

"ભાભી, તમે શું કામ શ્રમ લોછો, મને કશી જરૂર નથી. નહિ તો રસોઇયાને કહોની?" પણ **ગંગાએ** ભટને આટલી મોડી રાત્રીના ઉઠાડવાનું ઠીક નહિ ધારી પોતેજ બોલી: "હું કરીશ તો શું થશે? મારા હાથ કંઇ એવા કુમળા નથી કે કરમાઈ જવાના છે. ભટ તે ભટ, ઉંઘાકળો ભટ અત્યારે સારી કરશે નહિ." આટલું બોલતી કે તે રસોડામાં જઇને ઝટપટ કામે વળગી ગઈ. **રતનલાલ** પણ રસોડાના ઉમરાપર જઇને બેઠો, ને ઘણીક નવી જુની વાતોપર બંનો વળગ્યાં. તેટલામાં લાપસી ને દૂધ તૈયાર થયું ને **રતનલાલે** જમી લીધું. તેનેમાટે પાસેના ઓરડામાં બીછાનું કીધું.

મળસકું થતાં **કિશોર, ગંગા** ને **રતનલાલ** જાગ્યાં ને જોઇતો સામાન

**બાંધીને રતનલાલને જોડે લઈને કિશોર** ભરૂચ ગયો. ત્યાં જતાં તપાસ કીધી તો ઘણી વિટંબણાઓ જણાઇ. કોઇને ત્યાં ઉતરવાનું બરાબર ઠેકાણું નાહિ ને મોસાળમાં કોઈ હતું નહિ. પછી એક થોડા જાણીતા સ્નેહીને ત્યાં ઉતારો કરવો ધારી બંને જણ ત્યાં ગયા. મુકામ કરીને જેલરને મળીને **વેણીલાલને** મળ્યા. તે રડવા લાગ્યો, પણ ઘણી ધીરજ આપીને પછી માજીસ્ત્રેટને જામીનપર છોડવાને માટે અરજ કીધી. કેસમાં કંઇ દમ નહતો. કોઇક ગૃહસ્થના ઘરમાં જુગાર રમાતો હતો, ને તેવામાં મારામારી થઇ, તેટલામાં **વેણીલાલ** રસ્તે જતાં તેમાંનો એક છે એમ ધારીને પોલીસવાળાએ પકડયો. આ હકીકત ધ્યાનમાં લીધી ને માજીસ્ત્રેટે તેને જામીન પર છૂટો કીધો. કેસ ચલાવા માટે બે ત્રણ સારા વકીલની ગોઠવણ કીધી.

આણી તરફ **કિશોર**ના જવા પછી **ગંગા**એ, ઘરનું કામ પોતાને માથે પડયું તેથી તુરત સઘળા તેના કેસો સંબંધી વ્યવસ્થા કીધી. એક ચાકરની મારફત સઘળા કેસના કાગળો તેના મિત્રને મોકલાવી દીધા. **તારી** જાગતાંજ તેણે બાપુજીને હાક મારી, પણ તેનો અવાજ નહિ આવવાથી તે રડવા લાગી, ને થોડીવારમાં ખળીયાણુ કરી મૂકયું. **ગંગા** ગમે તેવી ડાહી હતી તથાપિ પોતાના પતિના વિયોગથી ઘણી દિલગીર થઈ. તુરત **કમળા** બેહેન આવ્યાં. **કિશોર**ભાઈના જવાના સમાચાર જાણી તે દિલગીર થઇ, પણ પછી કામકાજ ન હોવાથી બંને જણી વાતે વળગી. **કમળી**નાપર જે સીતમ ગુજરેલો હતો તેથી તે ઘણી દિલગીર જણાતી હતી ને પંચાતના જુલમાટ પછી કદી પણ હસતી જણાઇ નહતી. તે દહાડે દહાડે શરીરે અશક્ત જણાતી હતી. તેના તનમાં રોગ હોય તેના કરતાં મનની ચિંતાથી તે ઘણી પીડાતી હતી, જો કે **ગંગા** ને **કિશોર** તેને માટે ઘણી કાળજી રાખતાં હતાં તેટલું છતાં તેની તબીયત જરા પણ સુધરી નહોતી.

સૂનમૂઢ પેઠે થોડીવાર **કમળી** બેઠી તેથી ગંગાને એમ લાગ્યું કે તેને મારી તરફથી કંઇ અવિવેક થયો હશે, ને તેટલાજ કારણથી તેણે પૂછયું:–"મોટી બેહેન, તમે આજ કેમ દિલગીર છો, કંઇ તમને મારી કે તમારા ભાઇની તરફથી ઓછું પડયું વારૂ ?"

"**ગંગા** ભાભી, તું એમ મા બોલ. શું મને અવિવેકી જાણે છે ? તારો જેવી ભાભી તે કોને છે વારૂ ? કે તેના અવિવેકથી મારે સોષવું પડે !" **કમળી**એ અચકાતાં અચકાતાં કહ્યું.

"ત્યારે તમે કેમ આમ સૂનમૂઢ થઇને બેઠાં છો ?" **ગંગા**એ પૂછયું. "કહો ન કહો, પણ મોટી બેહેન તમોને કંઇ પણ થયું છે ખરૂં."

**કમળીએ** કંઇ પણ જવાબ દીધો નહિ. તે અબોલ રહી. પણ **ગંગાએ** પાછું પૂછ્યું ને તેની આંખમાંથી ડબક દેતાં કે આંસુ ખરી પડયાં. **ગંગાને** તે ઘણું લાગ્યું, પણ તેની હવે બોલવાની હીમત ચાલી નહિ. માત્ર દિલાસા માટેજ બોલી, "આમ હવે ગાંડાં ન કાઢો!!"

"બેશક ભાભી, હું ગાંડાં તો કાઢું છું, પણ તે નકાનાં છે. હવે મને નક્કી લાગે છે કે મારા દહાડા ભરાઈ ચૂકયા છે. તમને નથી લાગતું કે મારી અવસ્થા ઘણી દયામણી છે?" રડતાં રડતાં **કમળી** બોલી.

"ખરેખર, લાગે છે; પણ ઉપાવ શો?"

"ન્યાતવાળાજ મારા શત્રુ થયાં છે ત્યાં હવે ઉપાય નથીજ."

"તમે સમજો છો ત્યારે હવે ભાંગી રકાબીનો શોક શામાટે કરો છો? જો મારાથી બનતે તો હું કંઇ પણ કરવાને ચુકતે નહિ."

"એ ખરૂં, પણ હવે મારૂં નસીબ નક્કી થઇ ચૂકયું છે!"

"શું નસીબ નક્કી થઇ ચૂકયું છે?"

"કે હવે મોતને શરણે જવું, ને જે અહિંયા પ્રાપ્ત નથી તે ત્યાં જઇ પ્રભુ પાસથી જાચવું."

"નહિ, નહિ! તમે આમ નહિ બોલો, મોટી બેહેન! એ શું તમારા ભણ્યા ગણ્યાનું સાર્થક કે માત્ર ઝુરાઇને મરવું!"

"પણ હવે અહિંયા શું સુખ છે કે વધારે જીવી તમારા જેવી મમતાળુ ભાભી ને ભાઇને પીડા આપવી? મારેમાટે તમોને થોડું વેઠવું પડયું છે?" આટલું બોલતાં તો તે બેહોસ થઇ ગઈ ને **ગંગાએ** તેની આસનાવાસના નહિ કીધી હોત તો ખરે તે કયારે શુદ્ધિમાં આવતે તે કંઇ પણ કહી શકાય તેમ નહોતું. જે દુઃખની પીડા તેના પર પડી હતી તેમાંથી તેનું અંતર તો કયારનુંજ બળી ગયું હતું, માત્ર હવે આ ખાલી ખોખું રહ્યું હતું.

**કમળી** શુદ્ધિમાં આવ્યા પછી ઉઠીને બંનો જણાં કામકાજે વળગ્યાં.

---

## પ્રકરણ ૪૯ મું.

## વિપત્તિ પર વિપત્તિ.

**કિશોરલાલ** મુંબઇ છોડીને ભરૂચ તરફ ગયા પછી આણી તરફ **ગંગાની** શી અવસ્થા છે તેનાપર હવે આપણે લક્ષ આપીયે. ભરૂચમાં જતાં **કિશોર** તો પોતાના નાના ભાઇ **વેણીલાલની** તપાસમાં ગુંથાયો છે. પરંતુ **ગંગાપર** ઉપરાચાપરી દૈવી મારો આવવા લાગ્યો. સૂરતથી **લલિતાબાઇની** માંદગીનો ઘણો સખ્ત કાગળ આવ્યો. ઘરઆંગણે કોઇ પણ નહિ

હોવાથી ઉપરાચાપરી **ગંગાને** તેડાં આવ્યાં કે સાસુજી મરવા સૂતાં છે, માટે જલદીથી સુરત આવો. અહિંયાં **તારાગવરી** શરીરે બરાબર નહોતી. **કિશોરલાલ** મુંબઈમાં નહોતો, ને તેથી કેમ કરવું તેના ગુંચવાડામાં તે પડી. સૂરતમાં આ વેળાએ **તુળજાગવરી** હતી, પણ તેને ને **લલિતાબાઇને** તો ઘડી પણ બને નહિ. **કમળી** પણ મુંબઇ હતી, ને પાછલા પ્રકરણમાં આપણે જોઇ ગયા તેમ તે હવે પેહેલાંના જેવી આનંદી પણ નહતી. માની માંદગીના સમાચાર જાણીને સૂરતમાં જવાની તેની કંઇપણ મરજી જણાઇ નહિ. હવે કરવું કેમ એના વિચારમાં **ગંગા** પડી. સૂરતમાં ડાક્તરની પૂરતી ગોઠવણ કરે, ને સાસુજીની તબીયત સંભાળે તેવું કોઈજ ન હતું. **ગંગાએ** છેલ્લે એવોજ વિચાર કીધો કે સાસુજીને મુંબઇ લાવી બરાબર દવા કરાવવી. પણ સાસુજીને સૂરતથી લાવે કોણ? **તુળજાગવરીને** એકવાર પત્ર લખ્યો, પણ તેણે તો પૂરતા તિરસ્કારથી જવાબ વાળ્યો કે હવે સાસુજી જીવે કે મરે તેમાં તેને કંઇ લાગતું વળગતું નથી.

અંતે **કિશોરલાલના** એક સ્નેહીને સૂરત મોકલવાનો વિચાર કરી, તેમની સલાહ લીધી. એનું નામ **હેમચંદ્ર** હતું. **કિશોરને** તે વારંવાર મળવા આવતો હતો, ને ઘણી બાબતમાં તેઓ એકબીજાની સલાહ આપ લે કરતા હતા. આ તરુણ ખરેખરો સમજુ ગૃહસ્થ હતો, ને તે પ્રતિષ્ઠિત ગણાતો હતો, તેથી **ગંગાએ** તેને બોલાવવામાં અડચણ જોઇ નહિ. બીજે દિવસે **હેમચંદ્રને** એક ચીઠી મોકલી, પોતાને બંગલે બોલાવ્યો. **હેમચંદ્ર** ચીઠી વાંચી ઝટપટ આવ્યો ને **ગંગાને** મળ્યો.

"આપનું એક કામ પડયું છે," **ગંગાએ** કહ્યું. "તમે મારા દિયરજી છો, અને અમારા કુટુંબ પ્રત્યે ઘણી મમતા બતાવો છો, તેથીજ આટલી તસ્દી આપી છે. જો કોઇ બીજો હાજર હોત તો તમોને શ્રમ આપત નહિ."

"હું પણ એમજ જાણું છું કે તમો મારા વડીલબંધૂનાં પત્નિ છો એટલે અમારે માતા સ્વરૂપ છો. તમારા બીજા 'દિયરજી સાથે વાતચીત કરો તે પ્રમાણે મારી સાથે વાત કરશો તો હું મને ઘણો ભાગ્યવંત ગણીશ. ભાભી સાહેબ, શી આજ્ઞા છે? જરાપણ શરમાયા વગર કહો!"

"તમો સૂરત જશો?"

"ઘણી ખુશી સાથે, તમારા બોલવાનો મારાથી કદી પણ અનાદર થશે નહિ. ત્યાં શું કામ છે?"

"અમારાં પુજ્ય સાસુજી તાવ ને સંઘરણીથી ઘણી પીડા ભોગવે છે, તેમને અત્રે લાવવાં છે. તેમની દવા અત્રેજ થાય તો ઠીક પડે એવો મારો વિચાર છે."

"એ બાબત તમે નિશ્ચિંત રહો, **ગંગા** ભાભી. **કિશોર**નાં માતુશ્રી તે મારાંજ માતુશ્રી છે, એમાં તમારે કંઇપણ સંકોચ પામવાનું કારણ નથી. આટલું બોલીને **હેમચંદ્ર** તુરતજ ઊઠીને પોતાને ઘેર ગયો. અને તેજ રાત્રીના સૂરત જઇને ત્રીજે દીવસે સવારના **લલિતા**બાઇને તેડી લાવ્યો. ઘણીક રીતે પ્રથમ તો **લલિતા**બાઇએ ના કહી, અને **ગંગા** સૂરત નહિ આવી તે માટે ઘણી ફડફડી બબડી, પણ **હેમચંદ્રે** ઘણા ડહાપણથી તેમનું સમાધાન કીધું. આ વખતે **લલિતા**બાઈ સાથે **વેણીલાલ**ની ધણીયાણી **વેણીગવરી**, નાની નણંદ **મણીકોર**, ને મસીઆઇ **રતનલાલ**ની ધણીયાણી **નવીવહુ** આદિ સઘળાં આવ્યાં હતાં. પણ **તુળજાગવરી** આવી નહિ. **હેમચંદ્ર** ગયો તેજ દિવસે **તુળજાગવરીને** ઘણું સમજાવીને સાથે આવવા **ગંગા**એ પત્ર લખ્યો હતો, પણ તે દુરાગ્રહી હોવાથી કોઇનું પણ માને તેવી નહતી, ને તે નહિ આવી તેથી **ગંગા** ઘણી ગમગીન થઈ. **તુળજા** પ્રત્યે **ગંગા**નો ઘણો ભાવ હતો. તેઓ અસલથીજ એક બીજાને ચહાતાં હતાં. ને આજે ઘણો સમય વીતિ ગયો તેટલું છતાં તેઓ મળ્યાં નહતાં, વળી હમણા પોતાના સાહેબ સાથે **ગંગા**ના જ્યેષ્ટ પણ મુંબઇમાંજ હતા. તેઓ માટુંગે હતા ને આ વેળાએ ખાવેપીવે ઘણી હેરાનગતી ભોગવવી પડતી હતી. **તુળજાગવરી** આવી હોત તો તેઓને પણ સુખ થાત. પણ હાલ તુરત એ બાબત એને વિચાર કરવાનો સમય ન હતો. સાસુજી આવ્યાં તેઓને ઘરમાં લાવી, તેમને માટે એક અલાયદો ઓરડો તૈયાર રાખ્યો હતો, તેમાં ઉતારો આપ્યો; ને એક ચાકર વધારે રાખીને તેમની હજુરમાં મૂક્યો. **વેણીગવરી, મણી** તથા **રતનલાલ**ની સ્ત્રીઓને પણ ઘરમાં લાવીને ઉતાર્યાં ને તેમની સારી રીતે આગતાસ્વાગતા કીધી. **વેણીગવરી**ને તથા **રતનલાલ**ની સ્ત્રીને એક એક દીકરી હતી, એટલે ઘરમાં તો વસ્તી વસ્તી થઇ રહી. **તારી** થોડો વખત તો એકલીજ ખેલ્યા કરતી હતી, પણ પછી જેમ બીજાં છોકરાં ઝટપટ ભેળાઇ જાય છે તેમ ત્રણે છોકરીઓ રમવા મંડી ગઇ. આજે **તારી**ની તબીયત સારી હતી, તેથી તે પહેલાં **વેણીગવરી** પાસે ગઇ, પણ પછી ઝટ તે એને છોડીને બીજાં છોકરાં સાથે રમવાને દોડી. પોતાની મધુરી મધુરી વાણીનું છોકરાંઓનું બોલવું ઘરમાં ગમ્મતનું સ્થળ થઇ પડયું હતું. **તારી**એતો તોતળી વાણીમાં બીજાં છોકરાંઓને કહ્યું કે "હું મારાં રમકડાં લાઉં" એમ કહી તે બીજા ઓરડામાં દોડી ને ત્યાંથી પોતાનાં લાકડાનાં રમકડાં તથા બીજા ખેલવાના પદાર્થો લાવી સઘળાં રમવા બેઠાં.

તુરતજ મોટાભાઇ માટુંગાથી આવી પહોંચ્યા. આ સઘળા સાથમાં તેણે

તુળજાગવરીને નહિ જોઇ એટલે ઘણો દિલગીર થયો, પણ નિરૂપાય હતો એટલે કંઇ પણ બોલ્યો નહિ. તેણે પોતાની મા આગળ જઇને સઘળી હકીકત પૂછી, ને પછી તુરતજ ગંગા પાસે ગયો. તે અહીંઆં કયા ડાક્તરની દવા લેવી તેના વિચારમાં હતી. તુરત ત્યાં હેમચંદ્ર ને જેઠજી કેશવલાલભાઇ આવ્યા. ગંગા મર્યાદા માટે તેમની આગળ ઉભી રહી. હેમચંદ્રે જણાવ્યું કે ગોપાળ શિવરામ એ ઘણો સારો ડાક્તર છે, ને યુરોપિયન બોલાવવો હોય તો ડા. બ્લેની દેશીઓમાં ઘણો પળોટાયલો છે. પછી ડા૦ બ્લેનીને બોલાવવાનો ઠરાવ થયો. તેઓએ આવીને રોગીની જીભ તપાસી ઔષધ આપ્યું. શેઠાણીતો કહેવા લાગ્યાં કે એ ઔષધમાં દારૂનો ભેગ છે, માટે મારાથી નહિ લેવાય, પણ ગંગાના અતિઘણા આગ્રહને લીધે તે પીવાની જરૂર પડી. સવાર, બપોર ને સાંઝે ત્રણે વખત ગંગાજ ઔષધ આપવાની ગોઠવણ કરતી હતી, તેમજ ખાવા પીવાની પણ યથાર્થ તજવીજ તેજ રાખતી હતી.

ત્રણેક દિવસ પછી કેશવલાલે આવીને જણાવ્યું કે સાહેબનો હુકમ થયો છે, કે પાછા અમદાવાદ ચાલો, માટે હવે મુંબઇ છોડવું પડશે. તેથી તે ઘણો ખીન્ન થયલો જણાયો. તેનો ઉપાય નહતો. નોકરી છોડી દેવાય તેમ નહોતું. થોડા સમયમાં પગાર પણ વધવાની આશા હતી, તેથી ગંગાની સલાહ લેવા આવ્યો. તે દિવાનખાનામાં ગમગીન બેઠેલો હતો, તેને જોઇને ગંગા બોલીઃ—

"ભાઈજી, કેમ મોઢું ઉતરી ગયું છે?"

"જુવોની ભાભી, આ સાહેબ હવે કનડવા બેઠો છે. તેણે ગઇ કાલે હુકમ કીધો છે કે બે દિવસમાં અમદાવાદ મુકામ કરવો. આજે શનિવાર તો થયો છે ને સોમવારે અમદાવાદમાં ઓરીસ કરવાનો હુકમ છે. અહિંઆં માની માંદગી ઘણી કપરી છે. તેમને સારૂં થવાની જરાપણ આશા નથી. કિશોરલાલ પણ નથી ને તમારે એકલાંનેજ માથે સઘળી પીડા આવી પડી છે. હવે હું તે કેમ કરૂં?"

"એમાં ગભરાવાનું કંઈ નથી. તમે બેલાશક જાઓ. સાસુજીની તમોએ જરાપણ ફીકર રાખવી નહિ. તેઓ મારાં મા જેવાં છે, એટલે તેમની બરદાસ્ત મારાથી થશે તેટલી કરીશ;" ગંગાએ ખરા અંતરથી જવાબ દીધો.

"પણ લોકો મને શું કેહે? અધુરામાં પૂરૂં પેલી પરેસાન પણ આવી નહિ," પોતાની સ્ત્રીપર ગુસ્સે થઈને કેશવલાલ બોલ્યો.

"નહિ આવ્યાં તો થયું શું? હું છું કેની? સૂરતમાં પણ કોઇ

**ઘરની તપાસ રાખનારૂં જોઇએ કેની? તમે જઇને ભાભીજીને મોકલી દેજો** કે બસ.'' એમ બોલી ઉકળતા પીત્તાને શાંત કીધો.

ખરેખર આવું આજે કેટલા હિંદુ ઘરસંસારમાં જોવામાં આવે છે વારૂ? દરેક ઘરમાં તમે જોશો તો નણંદ ભોજાઈ, દેરાણી જેઠાણી, દીએર ભોજાઈ, ભાઈએ ભાઇ, સાસુ વહુ, બાપ દીકરો, સર્વમાં કલેશ જોવામાં આવે છે; એક બીજાનું બેદીલ જણાય છે; અન્યોઅન્ય લડાઇ જાગે તે જોવાને સઘળા ખંતી હોય છે; અને એક બીજાનું ભુંડું થાય તેમ કરવાને તત્પર હોય છે.

પણ અહીંયા એક સદ્ગુણ મૂર્તિ એવી તો છે કે જ્યાં ત્યાં સુલેહ ને આનંદ વર્તે તેમ કરવાને મથે છે. સર્વના સ્વભાવ તપાસી લેછે. જો આ જગ્યાએ **ગંગા**ને બદલે કોઇ તેવી બીજી સ્ત્રી હોત તો ખરેખર એક લગાર રંજક મૂકતે તો સજ્જડ સળગતે. **કેશવલાલ** જાતે તાતા સ્વભાવનો છે. ઓફીસમાંથીજ સાહેબના ઓરડરથી ગુસ્સે થયો હતો, ને તેમાં પોતાની સ્ત્રી મુંબઇ નહિ આવી તેમાટે ઘણો બબડયો હતો, ને તેમાં જો જરાક સળગાવ્યું હોત તો સૂરત જાત ત્યારે ઘરમાં ધમાચકડી કરી મૂકત. પણ **ગંગા**ના બોલવાથીજ તે શાંત થયો. તેનું બોલવું એવું તો મધુર ને પ્રિય હતું કે **કેશવલાલ**નો રોષ નરમ પડયો.

થોડો વખત **ગંગા**ના પ્રિયભાષણપર વિચાર કીધા પછી, તે બોલ્યો— ''ઠીક છે, હું આજે જાઉં છું. પણ **ગંગા**ભાભી તમે માજીની બરાબર બરદાસ્ત રાખજો. હું આજે સૂરત જઈને તમારી જેઠાણીને મોકલી દઊં છું; એટલે તે તમને ઘણી સહાયકારક થઈ પડશે.''

''ઘણું રૂડું. પણ ભાઇજી, જો ભાભીજીની તબીયત સારી નહિ હોય કે મુંબઇ આવવાને રાજી નહિ હોય તો આગ્રહ કરતા નહિ. છો સૂરત રેહેતાં. અમે કાં મુંબઇમાં ઓછાં છીએ. આ સઘળાં અત્રે છે કે ની? એટલે માજીને કોઇ પાંતીની હરકત નડશે નહિ. ભાભીજી આવવાને રાજી હોય તો મોકલજો, ને તમને અડચણ પડતી હોય તો સાથે તેડતા જજો. પણ તેમને કંઈપણ વધુ કેહેતા નહિ.''

**કેશવલાલ** તો આ ભાષણ સાંભળીને દંગ થઇ ગયો. **ગંગા**ના ગુણની પ્રશંસા કરવા જતો હતો, તેટલામાં સાસુજી બૂમ મારે છે એમ આવીને **વેણીગવરી**એ કહ્યું ને પોતાનાંજ વખાણ પોતાનાજ મોંપર સાંભળવાને **ગંગા**ને જે અપ્રેમ હતો તે અણગમાની તક આવી નહિ. તેજ રાત્રીના **કેશવલાલ** પોતાની માતાને મળી સૂરત ગયો.

---

# પ્રકરણ ૫૦ મું.

## સાસુસેવા.

આ સમયે **ગંગાના** ઘરમાં પોંણો દઝન નાનાં મોટાં માણસો હતાં, પણ **લલિતાબાઇ**ની ચાકરી કરનાર કોઇ નહતું, મુંબઈની સહેલ સટાકી જોવામાં અને મઝા કરવામાં વહુઓ મંડેલી હતી. સઘળી પીડા બાપડી **ગંગાને** માથેજ હતી. ડાક્તરની મરજી પ્રમાણે અખંડ રાતદહાડો **ગંગા** પોતાની સાસુ પાસે બેસતી હતી, ને ઔષધ કે પાણી વગેરે તેજ આપતી હતી. જો કે સાસુજીનો કટકટીઓ સ્વભાવ કંઇ મટયો નહતો, તથાપિ એ તો ખરા તન મનથી ચાકરી કરતી હતી. **કિશોર**ની ગેરહાજરીમાં **હેમચંદ્ર** વળી પોતાના કૉલેજના વખતમાંથી પરવારતો કે તેને ઘેર આવીને બેસતો હતો. થોડા દિવસમાં તે **વેણીગવરી, કમળી, મણીકોર** તથા **રતનલાલ**ની **નવીવહુ** સાથે સહવાસમાં આવ્યો અને ત્યાર બાદ તે સર્વમાં મળી જઇને **લલિતાબાઇ**ની ચાકરીમાં એક પુત્ર પ્રમાણે રોકાતો હતો. રાત ને દહાડો **ગંગા** સાસુ સેવામાં રોકાતી તેટલું છતાં ઘરનો સઘળો બોજો તેના માથાપર હતો, તે કામ પણ કરવામાં ચૂકતી નહિ. બીજાં સઘળાં તો માત્ર શેઠાઇપર આવેલાં હતાં એટલે વ્યવસ્થાનો બોજો તેનાજ માથાપર હતો. **હેમચંદ્ર**ના કહેવાપરથી જણાયું કે અત્યાર સુધીમાં ત્રણસો રૂપિયા તો માત્ર દવામાંજ ખરચાયા હતા. **વેણીલાલ**ની નાની દીકરીમાટે ચાકર નફર રાખવાની તથા તેઓનેમાટે કપડાં લત્તાં સીવડાવવાનું કામ પણ એનેજ કરવું પડતું હતું. આટલી પીડા છતાં તે કદી પણ કંટાળતી નહિ. તે સઘળાંનાં મોં આગળ હાજરની હાજર હતી. સાસુજીનેમાટે તો **કમળી, નવીવહુ, મણીકોર** ને **વેણીગવરી** એ સૌ નામનાંજ જાણવાં. એ સઘળાં તો મુંબઇની રચના જોવાને તત્પર થઈ રહ્યાં હતાં. બારણે ફેરીઆઓ આવે ને 'ચીનૉઈ બાંગડી' બૂમ મારે કે **વેણીગવરી** બૂમ મારે, ને 'ભરવાનો સામાન' આવે કે **મણીકોર** બૂમ મારે. ઉપરાઉપરી સામાન ખરીદે, ને પછી તેના પૈસા અપાવવા **ગંગા** ભાભી પાસે આવે. અલબતાં, **ગંગા** ઘણી સદ્‌ગુણવાળી ને ડાહી હતી, પણ આવા ઉડાઉ ખરચો તેનાથી પૂરા પડેજ નહિ. તોપણ સઘળાને વીશ વીશ રૂપિયા આપ્યા, ને તેથી તુરતને માટે સહુ રાજી થઈ ગયાં.

ઘરમાં સઘળાંની સેવા ચાકરીમાં **તારાગવરીને** તો વિસરીજ જવામાં આવી હતી. તે બાપડી પોતાનાં રમકડાં લઈને એકાદા ખુણામાં ભરાઇને રમતી હતી, ને કદી એકલીજ બેસીને ખડખડાટ હસી પડીને સર્વને વિ-

રમત પમાડતી હતી. કદી વેણીગવરીની દીકરી ને નવીવહુની દીકરી સાથે તે ખેલતી ને પછી છોકરાંઓ માંહોમાંહે લડતાં ને રાવ ખાવાને સઘળાં ગંગા પાસે આવતાં હતાં. એક કલાક રમતાં નહિ તેટલામાં દશવાર લડતાં, પંદર ફરીયાદનાં કારણ લાવતાં, ને વિશવાર રીસાઇને 'જા તારી ખુત્તા' કરી દૂર થતાં ને તેટલીજવારમાં પાછાં ભેગાં થતાં હતાં. આ બાળવિનોદ ઘણો મનોરંજક લાગતો હતો. તેમના કજીયાનાં મૂળ કંઈ પણ કારણ વગરનાં હતાં. કોઇ વાર રમવાનો પોપટ નહિ આપ્યો તેને માટે, ને કોઇ વાર ચુલો લઈ લીધો તેમાટે લડતાં. ગંગા પાસે સઘળાં છોકરાં લડતાં આવતાં ત્યારે તેઓને ખાવા વગેરેનું આપી પતાવીને કાઢતી હતી. પાછાં સઘળું એક ક્ષણમાં વિસરી જઇ રમવા બેસતાં ને બીજી ક્ષણમાં લડાલડી ને ઝડાઝડી કરતાં હતાં.

આજે સવારના રવિવાર હોવાથી શેઠાણીને ઉઠાડીને ગંગાએ નહવડાવ્યા. સઘળી વહુઓ તો માત્ર ઠીઠી ઠાઠાજ કરવાને બેસતી, પણ સાસુનું શરીર આરોગ્ય રહે તેટલામાટે કાળજી તો માત્ર ગંગા રાખતી. હજી સાસુજી મરવાને સૂતાં હતાં તેટલું છતાં જરાપણ ઠંડી પ્રકૃતિનાં થયાં નહતાં. સ્નાન કીધા પછી પાછાં પોતાના સૂવાના ઓરડામાં આવી સૂતાં, ને ગંગા ઘરકામમાં રોકાઇ તેટલામાં પાણી પીવાને માટે "ગંગા, ઓ ગંગા" એમ ત્રણ ચાર વાર સાસુજીએ બૂમ મારી, તે દૂરના ઓરડામાં હોવાથી ગંગાએ સાંભળી નહિ, એટલે ગંગાપર સાસુજી કોપ્યાં.

"હું રાંડ મરવા પડી છું તેની પીડા પારકીજણીને શું પડી છે? મરૂં કે જીવું તેની કોને દરકાર છે? કયારકયારની બૂમ મારૂં છું પણ કોઈ રાંડ જવાબ દે છે? હમણા એના કુમળા માટીને કંઇ થયું હોત તો આમ બરદાસ્ત રાખતે કે?" આમ સાસુજી બડબડાટ કરતાં હતાં તેટલામાં ગંગા આવી પહોંચી. "શું છે સાસુજી?" એમ પૂછતાંજ જોઈ લ્યો સાસુજીનો કોપ!

"સાસુજીની મોકાણ છે, બીજું શું હોય?" સાસુએ જવાબ વાળ્યો.

"તમોને જે જોઈતું હોય તે લાવી આપું, તમે જરા પણ સંતાપ કરતાં નહિ." ગંગાએ ઉત્તર વાળ્યો.

"બાવા હું તો હવે આ ઘરથી ઘરાઇ ગઈ છું, મારે તારા ઘરમાં રેહેવું નથી. આજથી આ ઘરમાં રેહે તેને માથે આખા મુંબઇ શેહેરનું પાપ. મારી ગંગા મા, મારા ગંગા બાપ મને તું આજને આજ સૂરત મોકલી દે તો તને પગે લાગું. હુંજ રાંડ હૈયાફુટી કે તારા તુકડા ખાવા આવી! મારા માટીનું ઘર મેં ફોકટમાંજ છોડયું. મેં જાણ્યું કે સૂરત

કરતાં મુંબઇમાં વધુ સુખ મળશે, પણ "ઘરનાં ઉઠયાં વનમાં ગયાં તો વનમાં લાગી લાહે" તેમ જ્યાં જઇએ ત્યાં નસીબ તો તેનું તેજ કેની? પેલી રાંડ રામજણી સૂરતમાં સંતાપે ને અહીંયા તારો સંતાપ!"

"સાસુજી માફ કરજો! મારાથી કંઇ તમને ગુસ્સે થવાનું કારણ મળ્યું હોય તો મને કહોની, તમારે જોઇએ શું?"

"તારી ને મારી મોંકાણ જોઈએ છે. મને આજે ને આજે તું સૂરત મોકલ. ક્યાર ક્યારની પાણી પાણી બુમ મારૂં છું, આ ગળું તો સૂકાઇ જાય છે, પણ સાંભળે છે કોણ? સૌ પોત પોતાનું સંભાળે છે, પારકી-જણીને મારી શી પીડા છે? પોતાની મા માંદી હોય તો જરાપણ ખસે કે?"

"સાસુજી, તમે એમ નહિ બોલો! હું શું તમારી સેવા કરવામાં કંઇપણ કચ્ચાસ રાખું છું? હું તમારા મોં આગળ રહું છું, ને હવે તમે મને દોષ દોછો એ ઠીક નહિ. તમારા દીકરા આવે ને પછી સૂરત જજો, પણ મારે માથે શું કામ દોષ મૂકો છો? ઘરમાં શું થાય છે તની સંભાળ પણ મારે માથે છે, તે તમે જાણો છો. જરાક હમણાજ તમારી પાસેથી ખસી તેમાં આટલી બધી વાત બને એ ઠીક નહિ!" ગંગાએ આંખમાં આંસુ લાવતાં કહ્યું.

"બેસ બેસ, બહુ ડાહી છે તે જાણું છું. તું પણ પેલી **તુળજા**નીજ ભણાવેલી કેની?"

"તમે કેહેવા યોગ્ય છો ને હું સાંભળું છું, બાકી જે રીતે મારી માની ચાકરી કરૂં તેજ રીતે તમારી કરૂં છું–હશે, લ્યો આ પાણી." આમ કરીને તુરત ઠંડું બરફ નાખેલું પાણી આપ્યું. તે પાણી પીતાં **લલિતા**બાઇના દાંત કળી પડયા કે પાછો બડબડાટ ચાલ્યો, પણ **ગંગા**એ તેપર કશું લક્ષ આપ્યું નહિ.

કેટલી વહુ આવાં સાસુનાં મેહેણાં ટોણાં સાંભળવા છતાં ખરા પ્રેમથી તેની ચાકરી કરશે? કોઇકજ. * * * *

સંધ્યાકાળે **ગંગા**ના ઘરના પાછલા ભાગમાં એક આશરે પંદર વરસનો છોકરો ફરતો હતો. આ છોકરો ઘણી વેળાએ **મોતીલાલ** તરફથી કાગળ પત્રો આપવાને આવતો હતો. એકવાર તેણે ઘરમાં આવીને **કમળી**ને એક પત્ર આપ્યો હતો, પણ તેનો જવાબ દેવાને **કમળી** તૈયાર નહતી. તે સદાનીજ હવે કુંજરી થઇ હતી, તેના ગાલપરની લાલી જતી રહી હતી, તેનું હસવું નાસી ગયું હતું, તેનું ભિતર બળીને ખાખ થયું

હતું અને તે બાપડીનું હરવું ફરવું હવે તદ્દન ભાગ્યા પગનું હતુ ને તેથી તે કોઇને પણ જવાબ આપવાને ના પડતી હતી.

**લલિતા**બાઇ અને **ગંગા** વચ્ચે વાતચીત થયા પછી **કમળી** બાગના એક ભાગમાં બેઠી હતી. તેની સાથે કોઇ ન હતું. તે એકલીજ નીચી મુંડી ઘાલીને બેઠી હતી, તેના મનમાં ઘણાક તર્કવિતર્ક થયા કરતા હતા. જોનારને તુરત જણાતું હતું કે તેના ગાલપર ઉષ્ણપાણીનાં બિંદુઓ હમણાંજ ઠરી ગયાં છે.

બાગમાં ફરતો એ છોકરો, જેવી **કમળીને** જોઇ તેવો તેની પાસે આવ્યો. નજીક આવ્યા પછી પોતાનું મોં હસતું રાખીને પોતાની તરફ **કમળા**નું ધ્યાન ખેંચવાનો તેણે પૂરતો પ્રયત્ન કીધો, પણ તે વ્યર્થ.

અંતે ઘડી બે ઘડી જેટલો વખત ઉભો રહીને તે બોલ્યો–કેમકે તેનું જે કામ હતું તે છુપું હતું.

"**કમળા** બેહન!" તે છોકરો બોલ્યો.

"શું છે? હવે મને સંતાપવાનું કશું કારણ નથી," ઉંચે જોયા વગર જવાબ દીધો.

"આ તમારે માટે પત્રિકા છે," એમ કહીને તે છોકરે હાથમાં તે ચીઠી આપી. "ઘણી જરૂરની ચીઠી છે, એનો જવાબ તાકીદે જોઇયે છે. ચાર લીટી પણ નથી. તુરત વાંચી જવાબ મોકલાવજો." હાથમાં કાગળ લઈ **કમળી**એ તે વાંચ્યો.

"હું તમોને મળીશ," કાગળમાં લખ્યું હતું. "પ્રાણવલ્લભે! પ્રિય **કમળી**!–રે મારી ભવિષ્યની–મને ક્ષણભર મળશે? મળજે."

હાયનો એક નિશ્વાસ **કમળી**એ ઘણા જોરથી મૂકયો. તે બોલી, "હવે એ લલુતા બાટીજ," એમ બોલી ને તે ધીમે ધીમે લથડતી લથડતી ઘરમાં ગઇ, ને કાગળ ફાડી નાંખ્યો.

---

## પ્રકરણ ૫૧ મું.

### લલિતાનું મૃત્યુ.

**લલિતા**બાઇનો મંદવાડ ધીમે ધીમે વધવા માંડયો, ને જ્યારે **કિશોરલાલ** ભરૂચથી પાછો ફર્યો, ત્યારે તેની તબીયત તદ્દન હાલબેહાલ હતી. **કિશોર** આવતાને વાર પોતાની માતાના સૂવાના ઓરડામાં ગયો ને તેનો ચેહેરો જોતાંજ તેની ખાત્રી થઇ કે હવે બાઇ ઘણા દિવસનાં પરોણાં નથી. **કિશોર**ના ઘેર આવવાથી **ગંગા** ઘણો હર્ષ પામી, તથાપિ

તે કંઇ પોતાના **પ્રાણનાથની** પછાડી દોડીને બીજાં કામમાં ખલેલ પાડે એવી ગાંડી ઘેલી થઇ નહિ. પોતાનું સઘળું કામ તે યથાસ્થિત બરોબર ચલાવતી હતી; એટલુંજ નહિ પણ **કિશોરના** ઘેર આવ્યા પછી પોતાનાં પૂજ્ય સાસુજીની સેવામાં વધારે તન દેવા લાગી. આપરથી એવું માનવાનું કારણ નથી કે તે પેહેલાં ઓછા મનથી સેવા કરતી હતી.

વૈદોએ **લલિતાબાઇની** તદન આશા મૂકી ને ઔષધ આપવું પણ બંધ પાડયું. **કેશવલાલ** પોતાના સાહેબ જોડે અમદાવાદ ગયો ખરો, પરંતુ તેનું મન ત્યાં ટકયું નહિ. સૂરતમાં ગયો ત્યારે સહજ ધાંધળધુંધળ કીધી, પણ એવા તેના તોફાનથી ડરી જાય તેવી **તુળજાગવરી** ન હતી. તે જો કે હસમુખી હતી, તોપણ સાસુના દુઃખે સ્હોરાંયલી ને સુકાયલી જેવી દિસતી હતી, ને કદીમદી બહુ તીક્ષ્ણ કટાક્ષ મારવામાં નિપુણ હતી. **કેશવલાલે** ઘણું કહ્યું ત્યારે ટપ દેતી કે બોલી જે "માને માટે એટલું બધું લાગતું હતું તો તમેજ કાં આવ્યા ?" આ શબ્દો વજ્રબાણ પેઠે **કેશવલાલના** મનમાં વાગ્યા, ને અમદાવાદ જઇને બે માસની રજા લઇ તે પાછો મુંબઇ આવ્યો.

એક દિવસે સંધ્યાકાળે **લલિતાએ** પોતાનાં પુત્ર પુત્રી તથા વહુવારૂ સર્વેને પોતાની પાસે બોલાવ્યાં, ને જણાવ્યું કે હું જલદી મરણ પામવાની છું, માટે મને પાછી સૂરત લઇ જાઓ કે અશ્વિનિકુમારનો કાંઠો પામું. તે બહુ દયા ઉપજે તેવે હલકે સ્વરે બોલી, ને તેનું આ વેળાનું બોલવું એવું તો કરુણામય હતું કે સૌની આંખોમાંથી અશ્રુની ધારાઓ વેહેવા લાગી. ઘણાં ઘરડાંનાં મનમાં એવો વેહેમ હોય છે કે તીર્થને કાંઠે મરણ થાય, ને ત્યાં અગ્નિદાહ કરવામાં આવે તો તેથી તેના આત્માનું શ્રેય થાય છે. સૂરતનો ગુપ્તેશ્વરનો કાંઠો ઘણો પવિત્ર ગણાય છે, ને તાપી નદી તે સૂર્યની પુત્રી છે તેના સમક્ષ બળવું તે કંઇક મોટા ભાગ્યની વાત ગણવામાં આવે છે. એ કાંઠાના પવિત્રપણા માટે એવું કેહેવામાં આવે છે કે ત્યાં જે પ્રાણીને અગ્નિસંસ્કાર કરવામાં આવે છે તેનું એક પણ હાડકું બળ્યા વગર રેહેતું નથી. બાળ્યા પછી જે ફુલ પડે છે તેવાં ફુલ પણ કવચિતજ ત્યાં રેહે છે. તાપી નદીનો કાંઠો ગંગા–યમુના જેવો પવિત્ર ગણાય છે, ને તેથી સૂરતમાં મરવાનું **લલિતાએ** વધારે પસંદ કીધું.

**કિશોરે** કહ્યું, "મા, અહિંયાથી તને પાછી સૂરત લઇ જવી એ ઘણું મુશ્કેલ છે, માટે અહીંઆજ રહે તો ઘણું સારૂં. આપણે હોંશિયાર ડાકતરની દવા કરીશું."

"ભાઇ, અમથાં વેવલાં મૂકી દે," ડોસીએ પાંચ કકડે એક વાકય

પૂરું કીધું. તેટલામાં તો શ્વાસ બહુ ચઢી આવ્યો ને બે મીનીટ બોલી શકી નહિ. પછી પાછી શુદ્ધીપર આવી ને તે બોલી: "હવે મારૂં આવરદા આવી ચુક્યું છે. મને ખાત્રી થઇ છે કે હું ભાગ્યે અઠવાડિયું કહાડીશ, તો પછી વૈદ ને ડાકતરને પૈસા ખવડાવવા શા કામના? આવરદાએ ઉપાય છે, તો હવે આવરદાની દોરી તૂટવાપર આવી છે ત્યાં ફોકટનાં ફાંફાં શામાટે, ભાઇ, મારવાં જોઇયે? હવે તો શ્રીજીબાવાનું ભજન કરી લેવાનું રહ્યું છે. હવે કંઇપણ વિચાર વગર મને મારે સૂરત લઇ જાઓ." તુરત ડોસીને પુષ્કળ હાંફ ચઢી આવી ને બોલતી અટકી પડી; પણ થોડી પળ પછી પાછું બોલવું શરૂ કીધું. "ભાઇ મારા ભાગ્યનો પાર નથી, ને મને મરવાનું જરા પણ દુઃખ નથી. ત્રણ ત્રણ દિકરાની ખાંધે ચઢીને જવું, દીકરાના દીકરા જોવા, સકુળની વહુઓ મારી ચાકરી કરે એ કંઇ જેવું તેવું નસીબ છે કે? દીકરી **ગંગા!** મારી પાસે આવ, મને માફ કર, મારાથી જે જે કંઇ બોલાયું ચલાયું હોય તે માફ કરજે. તારા જેવી સકુળની સદ્‌ગુણી વહુ મને મળી છે એ મારૂં ધન્યભાગ્ય છે. ભાઇઓ, જેવી મારી ચાકરી એણે કીધી છે તેવી કોઇએ કીધી નથી. મેં ગમે તેટલા તરફોડા કીધા હશે, ગમે તેટલી ગાળો ભાંડી હશે, ગમે તેટલો ગુસ્સો કીધો હશે પણ એ એક શબ્દ સરખો પણ બોલી નથી. રડ નહિ, **ગંગા**, હું તને મારી **કમળી** સોંપી જાઉં છું, તેની બરદાસ્ત, તેની તપાસ તારે રાખવાની છે. જરાપણ વીલી મૂકતી નહિ. હમણા હમણા એની હાલત બગડી ગઇછે, પણ તારી બેહેન માફક ગણીને તેની બરદાસ્ત કરજે."

**લલિતા**એ આટલું બોલીને આંખો મીચી દીધી ને સૌને તેના શબ્દો કાળજામાં લાગ્યા. તુરતજ સૌએ સૂરત જવાની તૈયારી કીધી. સૂરત ગયા પછી ઘરની પડશાળમાંજ ડોસીનો ખાટલો ઢાળ્યો. ત્યાં આવતાં તો વધારે શરીર બગડયું, ને ઘરેડો ચાલ્યો. **કેશવલાલે** આવીને **કિશોરને** કહ્યું, "હવે માજી ઘડી પળનાં છે. બહુ ભાગ્યશાળી કે સઘળાં આવી પહોંચ્યાં છે. પુણ્યદાન કરાવવું હોય તે કરાવી લો." સૌની મરજી સાચવવાને **કિશોરે** તે માન્ય કીધું. આસપાસનાં સગાં સંબંધી પણ આવી પહોંચ્યાં હતાં. ગંગાપાન, જમનાપાન, રમણ રેતી ને ચરણામૃત વગેરે પવિત્ર મનાતી વસ્તુઓ **લલિતા**ના મુખમાં મૂકી, ને પોતાની શક્તિ પ્રમાણે પુણ્યદાન કરાવ્યું. **કમળી**, 'ઓ મા, ઓ મા' એવા કોમળ સ્વરે **લલિતા**ની નજીક આવીને આક્રંદ કરવા લાગી, ને તે બોલી, "હાય હાય, હવે મારો તો કોઇ વાલી વારસજ નથી, મારૂં શું થશે? ઓ મા, તારા

પેહેલાં હું કાં ન મોઇ, મારા દહાડા હવે કેમ જશે ?" આમ આક્રંદ કરતી જોઇ ગંગા તેને દૂર લઇ જઇને દિલાસો આપવા લાગી. સઘળાંજ રડતાં હતાં. **કિશોરલાલ** રાત ને દિવસ તેની આસપાસ બેસી રેહેતો હતો. **કેશવલાલે** ડોસીને પૂછ્યું કે, "તારી કંઇપણ ઇચ્છા છે, હોય તો તે કેહેજે." તેણે ગૌદાન કરાવવાનું કહ્યું ને તુરત એક સવત્સી ગાયનું દાન કરાવ્યું. સઘળાંઓ આસપાસ બેસીને તેમની તબીયત સાચવતાં હતાં. ડોસીથી કંઇપણ ખવાતું નહતું, ને સાબુ ચોખાની કાંજી પાવામાં આવતી તે પણ પચતી નહિ.

આ પ્રમાણે ત્રણ દિવસ ને ત્રણ રાત્રિ વિતિ ગયાં. ચોથા દિવસના પ્રભાતમાં સહજ **કિશોરની** આંખ મળીછે, તેવામાં **કેશવલાલે** બૂમ મારી, "ભાઇ, ભાઇ ઉઠોની, આપણાં માતુશ્રીની તબીયત જુઓ." તુરત હાંફળો ફાંફળો **કિશોર** ઊઠયો ને જેવો જોવા જાય છે તો ત્યાં માત્ર છેલ્લાં ડચકીયાં ખાતી પોતાની માતાને જોઈ. બૈરાંઓએ આસપાસ કળાહોળ જેવું કરી મૂકયું, અને એક પળમાં **લલિતા**બાઇ આ દુનિયામાંથી પોતાનો આત્મા ઉઠાવી ચાલતાં થયાં. હાથ, પગ ને આખું શરીર ઠંડુંગાર થઇ ગયું. થોડીવારે દેહના પંચતત્વના બંધારણમાંથી ચાર તત્વ ઉડી ગયાં ને માત્ર પૃથ્વીનો ભાગ પડયો રહ્યો.

ઘરમાં જે રડારોળ થઇ રહી, તેમાં **કમળીનું** આક્રંદ ખમાય તેવું નહતું. તે સર્વથી વધારે તીક્ષ્ણ લાગણીથી રડતી હતી. તેણે પોતાના કેશ તોડી નાંખ્યા, માથું કુટી નાંખ્યું, ને છાતીમાંથી રક્ત કાઢયું. "હવે હું કોને આશરે રહીશ! રે માજી! તેં કંઇ મારો વિચાર કીધો! હાય! હાય! મારે માથે પરમેશ્વરે વૈધવ્ય દુઃખ આપ્યું તે હું ખમી શકી, પણ હું હવે કોને આસરે જઇશ? રે માવડી, મને તારી સાથે કેમ નહિ તેડી લીધી? મને એકલવાઇ મૂકતાં તને વિચાર નહિ થયો ? રે મારૂં શું થશે ?" એવા તેના શબ્દોએ તેના ભાઇઓની ધીરજ મૂકાવી દીધી. **વેણીલાલ** પણ આવી પહોંચ્યો હતો ને તે પોતાની માના આ સમાચાર જાણતાંજ દિગ્મૂઢ જેવો બની રહ્યો હતો. **કેશવલાલ** ફીકરમાંજ ગુંથાઇ ગયો, કેમકે અત્યાર સુધી તેને ઘરની ફીકર નહતી, ને જો કે **કિશોરને** માથે સઘળું હતું, તોપણ હવે કેમ થશે, સહુ સંપ રાખીને રેહેશે નહિ તેની ફિકર તેને પડી. **વેણીલાલને** કેદખાનામાં પણ થયું નહોતું તેવું દુઃખ આ વખતે ઉત્પન્ન થયું.

ચૈતન્ય રહિત શબને છાણ માટીથી જમીનપર ચોકો કરીને સૂવાડયા પછી પ્રાણપોક મૂકીને સર્વે ઘરમાંથી બહાર નિકળ્યાં. ન્યાતીલા ને સગાં

વહાલાંઓ આવી પહોચ્યાં. પછી કરકટી બાંધી સ્મશાન લઇ ગયા. વડીલ **કેશવલાલે** આગ-મૂકીને પોતાનું પુત્ર તરીકેનું ઋણ અદા કીધું. સર્વ સ્નાન કરી પાછા ઘેર આવ્યા, તોપણ **કમળીનું** કકલાણ સમ્યું નહતું. **કિશોર** ને **કેશવલાલે** ઘણી સમજાવી તેણીને શાંત પાડી. દશા, અગિયારમું, બારમું વગેરે ક્રિયા કરીને **કેશવલાલ તુળજાને** તેડીને પોતાની નોકરીપર ગયો. **વેણીલાલને** સૂરતની અદાલતમાં નોકરી અપાવી તેથી તે સૂરત રહ્યો, ને **ગંગા, કમળી** ને **કિશોરલાલ** પાછાં મુંબઇ આવ્યાં. સૌથી નાની દીકરી પોતાને સાસરે ગઇ.

---

## પ્રકરણ પર મું.

### એ શું થયું ?

**લલિતાબાઇના** મરણને ઘણો લાંબો સમય વીતી ગયો છે. **કમળી** ઘરમાં આવીને રહી છે, પણ તેની તબીયત સારી થવાને બદલે વધારે વધારે બગડતી જાય છે. તેના મોંપર તેજ હવે રહ્યું નથી ને તે ખરેખરી તરુણાવસ્થામાં બુઢી ડોસી જેવી જણાય છે. ઘરમાં કામકાજ કરે છે, ને પોતાની ભાભીને કશી પાંતીએ ઇજા આવવા દેતી નથી, પણ તેના કામમાં કંઈપણ ઢંગધડો હોતો નથી. **મોતીલાલ** ઘણો વખત થયાં **કિશોરને** ત્યાં આવતો બંધ થઇ ગયો છે. કંઇ તેને પોતાને અપમાન થયું હોય તે કારણથી નહિ, પણ એ ઘરમાં જ્યારે જ્યારે **કમળી** રહે છે ત્યારે ત્યારે એને જવુંજ ગમતું નથી. તે પોતાના ઘરમાં હીઝરાયા કરે છે. તેની ઉંઘ બંધ થઈ ગઇ છે, ને પોતાના ધંધામાં ચિત્ત લાગતું નથી. **કિશોરલાલ** કદી કદી તેને મળવા જાય છે, ત્યારે તેની જીભના ટેરવાપર કેટલાક શબ્દો આવે છે, ને **કિશોર** તે સાંભળવાને તત્પર જણાય છે, પરંતુ નીકળેલા શબ્દો હોઠમાંજ સમાઇ જાય છે. અગરજો **કિશોરલાલ** આ સઘળું જાણતો હતો, પણ તેનાથી તે બાબતમાં કંઇપણ થાય તેવું નહિ હોવાથી તે મુંગોજ રહેતો હતો.

**કમળીના** સુખ માટે **કિશોર** તથા **ગંગાને** ઘણી કાળજી હતી; પણ ઈલાજ શો? **કમળી** ડાહી ને સમજુ હતી, ભણેલી ને સાથે ગણેલી હતી, ગંભીર ને વિવેકી હતી, પણ જ્યારે હૈયાના ભિતરમાં અગ્નિ સળગે છે ત્યારે તે છાંટવાની શક્તિ અલ્પ સામર્થ્યના મનુષ્ય પ્રાણીમાં હોતી નથી, તો એક અબળાનું શું ગજું? તેણે પોતાનો વખત ગાળવાનેમાટે એક કન્યાશાળામાં ઉપરીપદ લીધું, પરંતુ ત્યાં પણ ગોઠ્યું નહિ, તેથી

બે માસમાં કંટાળી તે નોકરી છોડી દીધી. હાલમાં તે ઘરના એકાદા ખુણામાં ભરાઇને વખત બેવખત રડવાનાં ડચકીયાં ખાતી જણાય છે, ને **ગંગા** તેને ઘણું સમજાવે છે, પણ તેના હૃદયમાં કંઇજ ઉતરતું નથી. તેની શરીર શક્તિ એવી તો નિર્ગત થઇ છે કે સર્વ કોઇના લક્ષમાં આવ્યું કે તે હવે બચવાની નથી.

એક દિવસે પ્રભાતના **ગંગા** ને **કિશોરલાલ** બંનો વાતે વળગ્યાં છે, ને **કમળા**ની સ્થિતિ સંબંધી વાતચીત કરે છે. **ગંગા**એ જણાવ્યું કે, "મોટી બેહેન ઘણાં ગળી ગયાં છે, ને તેમના શરીરમાં માત્ર હાડકાં ને ચામડીજ રહ્યાં છે. પતિવ્રત પાળવું એ દુર્ઘટ છે, પણ દેશાચાલનો ઉચ્છેદ શી રીતે થાય! ગઇ કાલે મેં **મોતીલાલ**ને આપણી વાડી તરફ જતાં જોયો તો તે પણ સરડાઈ ગયો છે, ને મને લાગ્યું કે જો એ બંનોનાં લગ્ન નહિ થાય તો બેશક એકનું તો શું પણ બંનોનાં મરણ નીપજશે. હવે કંઇ ઇલાજ થવો જોઇએ." "પણ શું ઇલાજ કરીએ?" **કિશોરલાલે** પૂછ્યું. "મેં આઠેક દિવસપર **મોતીલાલ**ને કહ્યું કે 'આમ શરીરનું જતન નહિ રાખશો તો થોડા દિવસમાં મરણ પામશો, માટે શી મરજી છે તે જણાવો. તમારે ખાતર કંઇપણ સંકટ વેઠવાને હું તૈયાર છું.' આનો કંઇપણ જવાબ તેણે દીધો નહિ. મેં પુનર્લગ્નની વાત કાઢી, ત્યારે તો તે વાત તેને ગમી નહિ. મને વાતમાં ને વાતમાં જણાવ્યું કે 'જેટલું વૈધવ્ય પાળવું ને એક-પતિવ્રત પાળવું આપણા આર્ય શાસ્ત્રમાં ઉત્તમ છે તેટલું પુનર્લગ્ન કરવું ઉત્તમ નથી. પુનર્લગ્ન એ સદ્‌ગતિનો, ને સ્ત્રીના સતીપણાનો ઉત્તમ માર્ગ તો નથીજ! પતિવ્રતમાં જેટલું પારલૌકિક સુખ સમાયલું છે તેટલું તે તજવામાં નથી. જેમનાથી શિયળ નહિ સચવાય તે ભલે પુનર્લગ્ન કરે, પણ તે સારૂં તો નહિજ.' પુનર્લગ્ન કેટલે દરજ્જે સારાં છે તેમાટે કેહેતાં તે બોલ્યો, 'લૂટ એ જાતે ખરાબ છે, પણ એક માણુસ ખુન કરે ને પછી લૂટ કરે તેના કરતાં એકલી લૂટ કરે તો તે ભલી, પણ તેપરથી લૂટ સારી ઠરતી નથી. પુનર્લગ્ન એ ઉત્તમ તો નહિજ. પણ વ્યભિચાર, ગર્ભપાતાદિક હડહડતાં પાપો કરે તેના કરતાં પુનર્લગ્ન વધારે સારાં, તેટલોજ મારો મત છે.' આવા તેના વિચારપરથી હવે કંઇ મરજી જણાતી નથી. પણ મેં ગઇ રાત્રિના નિશ્ચય કીધો છે કે **મોતીલાલ**ને હું સમજાવીશ, ને **કમળી** બેહેનને તું સમજાવ, અને એ બંનો સુખી થતાં હોય તો આપણાપર જેજે સંકટ પડે તે સહન કરીશું."

આટલી વાત થાય છે કે તુરત **રામા** ઘાટીએ આવીને કહ્યું કે હજી આજે **કમળી** બેહેન કેમ ઉઠયાં નથી? દંપતિ એકદમ ઊઠીને તેના ઓરડા

તરફ ગયાં. બારણાં ઠોક્યાં, પણ કોઇએ ઉત્તર દિધો નહિ, તેથી **ગંગા** ઘણી ગભરાઇ, ને તુરત બારણાંનાં સ્ક્રુ કઢાવીને અંદર જાય છે, તેવામાં એક ભયંકર દેખાવ નજરે પડયો. **કમળી** બેફામ અવસ્થામાં પડેલી હતી, ને તેનો આત્મા તેનો ત્યાગ કરી ગયો હતો. આ દેખાવ જોતાંજ **ગંગાને** એકદમ મૂર્છા આવી ગઈ ને તે **કમળીની** પડોસમાં ધમ દેતી કે પડી, પણ તે પડે છે તેટલામાંજ એક બીજા માણસે આવીને કહ્યું કે, "ગઇ રાત્રિયે **મોતીલાલે** આત્મહત્યા કીધી છે, ને સવારમાં તેનું શબ કાઢયું છે."

**કિશોરલાલ** ગમે તેટલો ધીર મનનો હતો, પણ આ બે સમાચાર અકસ્માત્ બનતાં તેનું મન સ્વાધીન રહ્યું નહિ. તે એકદમ રડી પડયો, ને તેના તેવા આક્રંદથી આસપાસનાં દક્ષણી ને ગૂજરાતી પડોસીઓ આવી પહોંચ્યાં. સઘળાં આ બનાવ જોઈને ઘણાં ગમગીન થયાં, ને **કમળી** બેહેનની લાયકીનાં વખાણ થવા લાગ્યાં. **ગંગા** જ્યારે શુદ્ધિપર આવી ત્યારે તેના રડવાનો તો કશો પણ પાર ન રહ્યો. "ઓ મોટી બેહેન, અરે મા-શપર આટલો બધો કોપ, હજી સાસુજીને મુઆને વર્ષ દહાડો તો હમણા થયો છે, તેટલામાં તમે મને બદનામ કીધી! હાય! હાય! હું લોકોને શું મોઢું બતાવીશ? લોકો મને શું કેહેશે? ન્યાતજ્યાતમાં શું કેહેવાશે? ભાઇજી શું ધારશે? અરે મેં શું તમને ઓછું પાડયું કે મને આમ છેહ દીધો!! લોકો કહેશે કે મેં કંઇપણ કહ્યું હશે, પણ ઓ બેહેન, તમે આમ મને કાં તળવળાવી વારૂ? ઊઠો, રે જરા તો બોલો! **ગંગા** ભાભી કહીને હવે મને કોમળ સ્વરે કોણ બોલાવશે? મારી દીનમુદ્રા જોઈને હવે મને કોણ પૂછશે કે તમને શું થયું છે? મારી માની જણી બેહનની કોણ ગરજ સારશે? હાય હાય, હવે હું એકલવાઇ થઇ રહી!" વગેરે વિધ વિધ ભાતે વિલાપ કરીને અશ્રુની નદી વેહેતી કીધી. તેનું રડવું કેમે કર્યું સમાય નહિ. તે **કમળીના** ગુણનું રુદનરાગમાં ગાનજ કરવા મંડી પડી. તેની સભ્યતા ને હેત પ્રીતની પ્રશંસા કરતાં તે વધારે વધારે રડવા લાગી. પડોસીઓએ ઘણુંએ સમજાવી; ને એમાં ઇલાજ નથી, ઇશ્વર આગળ કોઇનું ચાલતું નથી, મૃત્યુની બુટ્ટી નથી વગેરે ઘણી-ક રીતે દલીલોથી છાની રહેવા માટે તેને કેહેવા છતાં તેનું હૈડું સમાયું નહિ. પોતાની વાહાલી દીકરી તરફ પણ તેણે કંઇ નજર કીધી નહિ. **કિશોરલાલ** તો એવો સ્તબ્ધ થયો હતો કે પેહેલાં જે રડયો તેજ રડયો. પછી તેનાથી નહિ બોલાય ને નહિ રડાય. ગળે ફાચકી બંધાઇ ગઈ ત્યાં સુધી તેના શરીરમાં શોષ પડયો. આ વખતે

કોઇપણ તેને દીલાસો આપનાર નહતું-ને જે હતો તે માત્ર **રતનલાલ** હતો. પણ તેનાં ગાત્ર તો આ વર્ત્તમાન સાંભળતાં પૂરાંજ ગળી ગયાં હતાં. ઘરનાં ચાકરનફર સર્વે રડવા લાગ્યાં, કેમકે **કમળી**એ કોઇદિવસે કોઇપણ ચાકરને તુંકારો કીધો નહોતો, કોઇને અપમાન આપ્યું નહતું, તેમ સઘળા પ્રત્યે પુષ્કળ વહાલ બતાવતી હતી. સૌ તેને ચહાતા હતા ને સૌને તે ચહાતી હતી.

લગભગ આ રડારોળમાં બે કલાક વીતી ગયા. સ્ત્રીમાં માત્ર **ગંગા** હતી, એટલે બીજાં દૂરનાં સગાંને તેડાવી મંગાવ્યાં, ત્યાં સુધી તેજ માત્ર રડતી હતી-એક આંખમાંથી શ્રાવણ ને બીજીમાંથી ભાદરવો વેહે તેમ રડતી-વેહતી આંખે તે પડી રહી. **મોતીલાલ**ના ઘરમાં તો અત્યંત કલ્પાંત થઇ રહ્યું હતું. તેની પ્રકૃતિ બગડતી જાણી, તેનાં માબાપ મુંબઇ આવ્યાં હતાં, તેથી આ બનાવ જોયો એટલે તેમના કલ્પાંતનું તો પૂછવુંજ શું ? **મોતીલાલ** સૌથી વધારે લાડવાયો હતો, ને તેની માતાએ તેની તબીયત માટે અનેક બાધા આખડીઓ લીધી હતી. તેની મરજી નહિ જોઇ, પાછળથી કોઇએ પણ તેને પરણવા માટે આગ્રહ તો શું, પણ કેહેવું સરખુંએ મૂકી દીધું. તેમાં આ અકસ્માત્ બનાવથી તેમનાં કાળજડાં વિંધાઇ ગયાં. તે વૃદ્ધ ડોસા ડોસીનું આક્રંદ, અશ્રુપાત ને વિલાપ જોઇને દરેક જણનાં હૃદય ફાટી જતાં હતાં.

**કિશોરલાલ**ને ઘેર તેનાં સગાંવાહાલાં આવ્યાં ને **કમળી**ને ઉંચકી લાવી કરકટીપર સુવાડી ને સ્મશાનમાં લઇ ગયાં. **મોતીલાલ**ના શબને પણ ત્યાંજ લાવવામાં આવ્યું હતું. સ્મશાનિયા સર્વને આ અકસ્માત્ બનાવથી, **કિશોર** ને **મોતીલાલ**ના પિતાપર પડેલા દુઃખથી ઘણું લાગી આવ્યું હતું. સમય કેવો બન્યો ! એકજ દિવસે, એક બાજુએ, એકજ વખતે, એકજ સ્થળે, બે જુદી જુદી જ્ઞાતનાં છતાં એક બીજાને એક બીજા માટે બાળવામાં આવ્યાં. સઘળા શોક કરતા ઘેર આવ્યા. **કિશોર**ના મિત્રોએ તેને ઘણો દિલાસો આપ્યો, પણ તેની પોતાની બેહેન પ્રત્યે અથાગ પ્રીતિને લીધે તે કેટલાક દિવસ સુધી શાંત થયો નહિ. દશ દહાડામાં તો **ગંગા**નું મુખડું કરમાઇ ગયું ને તેની કાંતિ ઘણી ક્ષીણ થઇ ગઇ. આવી તેની સ્થિતિ જાણીને તેનો બાપ તેને મળવાને આવ્યો; ને બંનો જણને પોતા સાથે પુણે લઈ જવાનો આગ્રહ કીધો, પણ તે કોઇએ માન્ય કીધું નહિ. તે ચાર પાંચ દિવસ રહ્યો ને પછી ઘણો દિલાસો દઇ પાછો ગયો.

**કમળી**ના મૃત્યુ પછી એકાદ માસે સવારના તેજ **રામા** ઘાટીએ

**કિશોર**ના હાથમાં એક પાકીટ લાવીને મૂક્યું, ને જણાવ્યું કે તે **કમળી** બેહેનની ટેબલપર બીડેલું પડેલું હતું. એ પાકીટમાંથી બે પત્રો બીડેલા મળ્યા, તેમાં શું હતું?

---

## પ્રકરણ ૫૩ મું.

### બે પત્રો!

એ પત્રમાં શું હતું? **કિશોરલાલે** પેહેલે તે પત્ર તપાસ્યો, પણ એ ઉપરથી તે કંઈપણ અનુમાન બાંધી શક્યો નહિ. **કમળીનું** ને સાથે લાગું **મોતીલાલનું** મૃત્યુ ઘણું સંશય ભરેલું હતું. અને કંઈપણ શોધ ખોળ કરતાં પત્તો હાથ લાગે એવું **કિશોર** ધારતો હતો, પણ જ્યારે કશોજ પત્તો હાથ લાગ્યો નહિ, કોઇપણ રીતે આ ગૂઢ મૃત્યુની બાતમી મળે તેવું જણાયું નહિ ત્યારે તે નિરાશ થઇને બેઠો. આ પાકીટમાંથી કંઇપણ ખુલાસો મળશે એવું ધારીને એણે તે ફોડ્યું. તેમાંથી બે જુદા જુદા પત્રો મળ્યા, એક **કમળી**નો લખેલો હતો, ને બીજો **મોતીલાલ**નો લખેલો હતો. **મોતીલાલ**નો પત્ર નીચે પ્રમાણે હતોઃ–

"**કમળા**–આપણા મીલાપને તથા આપણો પત્ર વ્યવહાર બંધ થવાને ઘણો કાળ વીતી ગયો છે, તો હવે આ મારો છેલ્લો પત્ર, જે તમારી તરફ મોકલું છું તેપર તમો કંઇપણ રોષે ન ભરાતાં સ્વીકારશો–એટલાજમાટે કે હવે જેને તમે ભાઇ પ્રમાણે ગણ્યો છે તે તમારો ભાઇ હવે આ દુનિયાનાં દર્શન ઝાઝો કાળ કરવાને રાજી નથી.

"ખરી પ્રીતિ–સ્નેહ એ મનુષ્ય જીંદગીમાં પૂર્ણ વિશ્રાંતિનું કારણ છે, પણ જે મોટા મોટા દુઃખદાયક પર્વતો આપણા વચ્ચે પડેલા છે તે ઉલંઘીને આ સુખાનુભવના આનંદભુવનમાં જઈ શકિયે એવું બનવું બહુ વિકટ છે. એક વખત એવો હતો કે હું તમારી સાથે ને તમે મારી સાથે લગ્ન કરવાને આતુર હતાં. હવે તે વાત નહિ બને તેવી હોવાથી આપણે બંનેએ વેગળી મૂકી દીધી છે, પણ જે સુખની મેં આશા રાખી હતી તે નહિ મળે, અને પછી જીવવું! એ જીવવું કેવું અળખામણું છે તે અનુભવીથી અણજાણ્યું નથી. આપણે જાણીયે છીએ કે કોઇ ચીરંજીવ નથી, તો પછી મોત જે સઘળી જંજાળમાંથી છુટકો લાવનાર છે તેની હજુર ઉભા રહેવું એના જેવું સુખદાયી બીજું શું હશે?

"જ્યારે આપણે અન્યોઅન્ય દ્રષ્ટિએ પડયાં ત્યારે એવી શંકા કદીજ કોન્ત થઇ હશે કે હવે પછી શોકાગ્નિમાં નિરંતર જળ્યા કરીશું! પણ

જે પરમાત્માએ સદાજ ઉપકાર દ્રષ્ટિએ સર્વની સામા જોયું છે તેની એવી-જ ઇચ્છા જણાય છે કે કંઇ પણ કારણ વગર સદાજ ધુંધવાતા લીલા લાકડામાં આપણને નાંખી મૂકવાં!! અગરજો, એ આપણને આ દ્રષ્ટિથી માલમ નથી પડતું કે કયા કારણ ને ગુન્હામાટે હશે, તથાપિ તે ન્યાયવંત પિતાએ કશું ખોટું કામ તો માથે લીધુંજ નહિ હોય. ઘણા બનાવોમાં એવું બને છે કે પ્રથમ થોડું દુઃખ થાય છે તે પૂર્વના મોટા દુઃખના નાશ માટેજ છે. આ બધું તુર્તાતુર્ત આપણને જણાતું નથી, પણ એવાં અદૃશ્ય કારણો માનવાને તો કારણ મળેછે ખરૂં. એ કારણો જોતાં જે જે વિઘ્ન આપણી વચ્ચે આવે છે–નડે છે–પડે છે–સેહેવાય છે–તે સર્વ મોકલવામાં તે ઇશ્વરનો અદૃશ્ય હાથ છે–કે જેનાં ડહાપણ, દીર્ઘદૃષ્ટિ અને જ્ઞાનનો કશો પાર નથી–ને પોતાનાજ ઉત્પન્ન કરેલા પ્રાણીઓના સુખપર તેની સદા નજર છે.

"શાંતિ! એ જો કદી સર્વ દુઃખોનો નાશ કરવાવાળી હોય તો તે શાંતિ હવે મારામાંથી જતી રહીછે. અને નિરાશ થયા પછી કોઈ પણ પ્રકારની શાંતિ રહે ખરી?–ધારતીજ નહિ કે તે રહેશે. જે સુખશાંતિ હવે દુનિયા કદી પણ આપી શકવાની નથી–ને જે તે દુનિયાએ છિનવી પણ લીધી નથી, તો તે પુનઃ પ્રાપ્ત કરવા માટે વળખાં મારવાં એ વ્યર્થજ છે. જ્યારે નસીબનું ચક્ર અવળું ફરેછે, ત્યારે પૃથ્વિમાંથી છીનવી લેવાયલું સુખ પાછું મળતું નથી. હવે તો માત્ર મારે તારૂં સુખ તપાસવાનું છે–અને જે સદ્ગુણ, આનંદ, જ્ઞાન, અને ધર્માસ્થા મારે લીધે તારા હૃદયમાંથી નાશ પામી છે, ને તારા હૃદયમાં કોઇ બીજાની–કહેવા દે કે તારા બંધૂની મૂર્ત્તિ કોતરાઈ રહી છે, તે જતી રહે ને તારા સદ્ગુણો–એનો જો પાછો તને આ-પનાર થઇ પડું તો કેવું રૂડું? તારા હૃદયમાં પૂર્વવત્ ધર્માસ્થા દૃઢ થાય તેમાટે મારી આશા મોટી છે. પણ રે હૃદય! હવે તું શા માટે રડે છે? હવે તો બેશક તારી પ્રીતિનેમાટે મરવુંજ પડશે.

"તારો **મોતી** હજી મુવો નથી, તેથી આશ્ચર્ય પામતી નથી? પણ કદાચિત્ પ્રભુની એવીજ ઈચ્છા હશે કે આપણા બંનેના અંત એ-કજ ક્ષણે આણવા, બંનેને સાથે અગ્નિદાહ દેવો, ને તેથી હું મૃત્યુને પા-મતો નહિ હોઉં. તારો પત્ર વાંચું છું ને હાથ ધ્રુજે છે, હૃદય કંપે છે, પણ મારી સ્નેહાળ! હવે આપણે એક બીજાનાં સ્નેહી હાલ નથી ‑ વી-આશાથીજ સઘળા પૂર્વના વિચારોનો નાશ કરીને સ્વસ્થ થઇ બેસું છું–જો કે એ વિચાર કરતાં મારાં નેત્રોનો ધોધવો બંધ પડતો નથી. બેશક, તું જે મમતા બતાવે છે, તે ક્રૂર સિંહ કરતાં વધારે ઘાતકી છે. અં-તઃકરણ ક્રૂરતા સામાં ધસશે, પણ મમતા સામાં બચાવ કરવાને તે કોઇ

પણ બચાવની હાલ રાખતું નથી. હવે કદી હું હૈયાત રહું તો બળીશ-ઝળીશ-રોઇશ-મરીશ-ગવાઇશ-હીણાઇશ-વિણાઇશ-ચુંથાઇશ-વજ્ર જેવું કાળજું ફાટશે તે સહીશ-પણ તને દુઃખ નહિ થવા દઉં ! હે સાક્ષાત્ કમળા, તારા **મોતીચંદ્રને** માટે તને કંઇ છે? તને શું ?-નાના પણ તું તેવા ક્રૂર હૃદયની નથી. તું હૃદય શૂન્ય થઇ પડી છે. હૈયા સુની થઇ છે!

"મારી **કમળા**, તું શું હવે એમ ધારશે કે તે સર્વ શક્તિમંત આપણને ખરા સુખથી રેહેવા દેવા રાજી છે ? નથીજ. પણ આપણી રક્ષા ને ઘટસ્ફોટ થયા પછી, જે અલૌકિક ધામ પ્રાપ્ત થવાનું છે ને જેમાટે આપણે સર્વે અણજાણ્યાં છિયે, પરંતુ આટલું સાચું છે કે ત્યાં કંઇ છે, ને જે મેળવવા માટે સર્વ મથન કરેછે, તો ત્યાં વિશેષ દિવ્ય સ્થાન મળશે; ને ત્યાં પાછાં આપણે સાથે મળીશું નહિ?

"હવે હું તમારો વખત ફોકટમાં ગુમાવતો નથી. તે પરમ કૃપાળુ પ્રભુના ચરણ સમીપ જવાને હવે હું તત્પર થયો છું ને જે સુખ મને અહિંયા મળ્યું નથી તે ત્યાં મેળવવા મથીશ. બેશક તે મને મળશેજ. મારા જ્ઞાન તંતુઓની સમીપમાં તેણે દેખાવ આપ્યો છે, ને તે હવે ઘણાં ઉતાવળાં પગલાં ભરીને મારૂં આદરાતિથ્ય કરવા તત્પર છે. હવે માત્ર તમો સુખી રહો એજ આશિર્વાદ માટે ખોટી છું.

"હે પ્રભૂ, સચરાચર નિવાસી પ્રભૂ, મારી **કમળા**પર કૃપાદૃષ્ટિ રાખજે, ને મૃત્યુ ટાંણે તેને પૂર્ણ વિશ્રાંતિ આપી તેના અમર નિષ્કલંકી આત્માને તારી સમક્ષ રાખજે.

"અને હવે-ઓ-ઓ-હવે-રામ રામ, મારી **કમળી** !-મારી બહેન! મારી સ્નેહી! તે પરમાત્માને નામે, તારા પાતિવ્રત્યને પ્રભાવે, ને સઘળી પવિત્ર વસ્તુના પ્રસાદે તને રામ રામ! છેલ્લી ક્ષણ સુધી હું તને ભૂલતો નથી ને તું પણ મને ભૂલતી નહિ !-આ ક્ષણ જાય છે તે બસ-હવે આપણે મળવાનાં નથી-પણ મળીશું-બીજી દુનિયામાં ફરીથી મળીશું-રામ રામ!"

**મોતીલાલ**ના મૃત્યુ પેહેલાં થોડા કલાક આગમજ આ પત્ર તેણે **કમળા** પ્રત્યે લખ્યો હતો. એક ચાકરને તુર્તાતુર્ત આપવાને તાકીદ કરવાથી તે **કિશોરલાલ**ને ઘેર આવ્યો. સારે નસીબે **કમળી** બારણામાં ઉભી હતી, તેને તે પત્ર આપીને ચાકર ચાલ્યો ગયો. ધ્રુજતે હાથે ને કંપતે હૃદયે **કમળી**એ તે પત્ર હાથમાં લઇ પોતાના ઓરડામાં જઇ વાંચ્યો. તે ઘણું રડી ને શું કરવું તે સુઝે નહિ. ધ્રૂજતાં ધ્રૂજતાં તે ઉઠી, ને નીચેનો પત્ર **મોતીલાલ**ને મોકલાવાને માટે લખી કાઢયો, ને પાકીટમાં તેનો પોતાનો પત્ર પણ સાથે બીડયો:-

"અહો મોતી!-મારા રક્ષક!-નેત્ર!-અફસોસ! તું હવે ગયો!-પત્ર વાંચતાં નેત્રોમાંથી જે ઊના ઊના પાણીનો ધોધવો વેહેવા માંડ્યો છે તે હવે ભાગ્યે ખળશે.-મારૂં હૃદય ચૂર્ણ થયું છે, તે છે કે નહિ તે માટેજ મને શંકા છે; ને મારા હાથ થરથર ધ્રુજે છે કે હું શું એમ લખું કે મારૂં જેનાપર જીવન હતું તે સદાનેમાટે-આ ક્ષણભંગુર માયિક સુખ તજીને ગયો-ને જેને માટે હવે હું કંઇજ સાંભળવાની નથી તે મને સદાની સુવાડીને ગયો!

"રે હવે હું શું કરૂં? જે દૈવે મને ત્રાસદાયક દુઃખ દીધું છે-ને દુઃખમાં મારા એક ડાહ્યા, વિદ્વાન અને સદ્ગુણ સંપન્ન સાથીને તેડીને વધારો કીધો છે! આ જગત્માં તેની તુલનાએ કોણ છે? રે! રે! મારા જેવું દુઃખી પ્રાણી આ ભૂમિમાં કોણ હશે? મારો આનંદ તો સદાનોજ ગયો છે, મારૂં અંતઃકરણ તો બેહેર મારી ગયું છે, મારી જ્ઞાનેંદ્રિયો જતી રહી છે, તેમાં જે મેં વાંચ્યું તે શું છે તે સમજાય તેવું નથી. હવે એ બધી વાતો-પત્રો-મને કંઇ સુખ આપવાના નથી, ને કંઇ સંપત્તિવાન્ કરવાના નથી; તેમજ જે પત્રો મને દિલાસો આપતા હતા તે પત્રો હવે કદીપણ મને મળવાના નથી કે નજરે જોવાની પણ નથી.

"પણ હવે મારે શા માટે રડણાં રડવાં જોઈએ? ધર્મ ને મારા પાતિવ્રત્યના પ્રભાવથી હું અટકી રહી છું-વિશુદ્ધિ મારો પળવાર ત્યાગ કરતી નથી; ને તમે જાણો છો કે મારા મનમાં મહાઘોર યુદ્ધ ચાલ્યું હતું, પણ સંસારના અને કુટુંબ બંધનોએ મને ને તમોને અટકાવ્યાં, ને તેમ કરવાની જ્યારે પ્રભુની ઇચ્છા છે ત્યારે પછી તેની સામા આપણે યુદ્ધ કરવું તે શું વિના કારણનું નથી?

"કંઇપણ અનર્થ ન થયો હોય તો હવે કંઇપણ પ્રભુ કરાવે નહિ. પણ જ્યારે મારો ઉત્તમોત્તમ અને વધારે અમૂલ્ય હીરો તે જ્યારે પ્રયાણ કરે છે ત્યારે હું પણ છેલ્લા રામ રામ કરવામાં પાછી હઠીશ નહિ. જે સદાજ હૃદયમાં ચોંટી બેસનારો છે, જે સદાજ શોક સાગરમાં નાંખનારો છે, તેના પછી જીવીને શું કરવું છે? જીવવામાં સુખ નથી તો મરવું શું ભુડું છે? જેણે મારા પ્રત્યે પ્રેમ અને મમતા બતાવી છે તેનો બદલો હું તે શો આપી શકીશ? તેવી કશી શક્તિ મારામાં નથી.

"અને ત્યારે મારા પણ છેલ્લા રામ રામ! પૂજ્ય પવિત્ર અને મનુષ્યોમાં અતિ શ્રેષ્ટ ભાઈ, રામરામ! હવે શું આપણે પરમાત્મા હજુર પાછાં ભેગાં થઇશું? મને પૂર્ણ વિશ્વાસ છે કે થઇશું!-પરંતુ તે સમય નહિ આવે ત્યાં સુધી એક ઘણી નમ્ર વિનંતિ ધ્યાનમાં લઇ તારી **કમળીના**

રામરામ સ્વીકારજૈ!–અયે પ્રેમી જીવ, ધર્માસ્થાને લીધે પ્રેમનો બદલો ન વાળી શકનાર અભાગી અબલાના! છેલ્લા રામ રામ! **કમળી.**"

આ પત્ર લખ્યા પછી **કમળીએ** પોતા પાસે પડેલું આરસનીક લીધું, પણ તે લેવાનો સમય આવે તેટલામાંજ તેનો પવિત્ર આત્મા નિરાશાના દુઃખથી નીકળી ગયો, જે પળે **મોતીલાલના** આત્માએ પણ પ્રયાણ કીધું.

આ પત્ર વાંચી ખરેખરૂં કારણ આ બંનેના મૃત્યુમાં કીયું હતું તે જોવામાં આવ્યું. **કિશોર** ઘણો દિલગીર થયો, કેમકે **કમળી** ને **મોતીલાલ** બંનો એને પ્રાણથી અધિક હતાં. તેણે ડોકું નીચે નાખી દીધું, પણ તેટલામાં **ગંગા** આવી. તેને સાવધ કરી હાથમાંના પત્રો વાંચ્યા. તે ઘણી દિલગીર થઇ, અને ઘણું કલ્પાંત પોતાની મોટી બેહેનનેમાટે કીધું.

---

## પ્રકરણ ૫૪ મું.

### તારી.

સંસારમાં અનેક પ્રકારની દુઃખો છે, ને તેમાં પડતો ઉપરાચાપરી મારો સહન થાય તેવો કવચિત્‌જ હોયછે. સુખ પછી દુઃખ ને દુઃખ પછી સુખ. અસ્તનો ઉદય અને ઉદયનો અસ્ત. દુનિયાંની ઘટમાળા ફર્યાજ કરે છે. નાયિકા **ગંગા** એક અતિ ઉત્તમ સુંદરી છે–તેના સદ્‌ગુણોનું વર્ણન કોણ કરી શકે તેમ છે? તે પ્રેમમાં પૂરી છે, નીતિમાં દૃઢ છે, વિવેકમાં ચતૂર છે, મર્યાદામાં મહા દેવી છે, ગૃહકાર્યનાં ગુણવતિ છે, **કિશોરલાલ ને ગંગાનું** જોડું ઘણું સુખી ને લોકોને ઈર્ષા આપે તેવું છે, પણ તેમનાપર પડતી વિટંબણાઓ નહિ સહન થવાથી બંનો જણાં ઘણાં હીજરાઇ ગયાં છે. કોઇપણ તનનું સાથી દિલાસો આપવા જોગ પાસે નથી, ને શોક–ફીકરથી બંનો જણાં શરીરે નબળાં થઇ પડયાં છે. તેમાં કર્મધર્મ જોગે સૌથી નાની બેહેન **મણીપર** પણ કમનસીબ દૈવે કોપ કીધો તેથી તે હમણાં વિધવાવસ્થામાં **કિશોરના** ઘરમાં આવી છે. તેનાં સાસરિયાં ઘણાં કપાતર નીકળ્યાં હતાં, ને તેના ધણીના મરણ પછી તે બાપડીને ઘણી સંતાપવા લાગ્યાં. અનેક પ્રકારનાં મેહણાં ટુંણાં મારતાં હતાં. "એ તો કપગલાંની આવી તે રાંડે મારા દીકરાને ખાધો." "એતો ચપ્પટ પગલાંની છે તે ચપ્પટ કરશે;" "રાંડો ભણી ગણીને હવે તાયફાનો ધંધો કરનારીઓ છે તેને ધણીનું મોઢું કેમ ગમે, ને પરમેશ્વર પણ તેવુંજ કરે તો!" એમ ભાતભાતનાં ને વિવિધનાં મેહણાં ઓઠાં ને દામડાં સાસુ ને નણંદ મારતી

હતી, તે આ બાપડીથી સેહેવાયાં નહિ, ને તે હકીકત **કિશોર**ના જાણવામાં આવતાં પોતા પાસે તેડાવી લીધી. તેણે કોઇપણ રીતે પોતાની નાની બેહેનને સુખ આપવામાં કસર રાખી નહિ, ને **ગંગા**એ તો એવોજ જાણે કે નિયમ લીધો હોય કે **મણી** બેહેનને પૂછવા વગર પગલું ભરવું, નહિ–તેમ વર્તતી હતી. **મણી**એ ઘણી સારી રીતે વિદ્યાભ્યાસ કીધો હતો તેથી તે બારે પહોર ને બત્રીસે ઘડી ભણવા ગણવામાં તથા "ભગવદ્‌ગીતા"નો પાઠ કરવા તથા સતીગીતાદિ વાંચવામાં પોતાનો કાળ ગાળતી હતી.

**તુળજાગવરી** ને **કેશવલાલ** અમદાવાદમાં હતાં. **વેણીલાલ** સૂરતમાં નોકરી કરતો હતો. કુટુંબનું કામ યથાયોગ્ય વ્યવસ્થામાં ચાલતું હતું, ને સઘળે સુખશાંતિ હતી. ત્રણો ભાઈઓને અન્યોઅન્ય સારો બનાવ હતો ને હવે ત્રણો વહુવારૂને પણ સારી રીતે બનતું હતું. **લલિતાબાઇ**ના મુવા પછી **વેણીગવરી** ને **વેણીલાલ** સુધરી ગયાં હતાં. તેઓ **ગંગા** તથા **કિશોરલાલ**ની ઘણી આમન્યા રાખતાં, એટલુંજ નહિ પણ **કેશવલાલ** તથા **તુળજાગવરી** પણ તેઓ તરફ ઘણી મમતાથી વર્તતાં હતાં. કવચિત્ **ગંગા–કિશોર** ને કવચિત્ **વેણીલાલ કેશવલાલ** પરસ્પર મળવા આવતાં જતાં હતાં. **કિશોરલાલ**નો વખત ધીમે ધીમે સારી રીતે જવા લાગ્યો. વખત વિતતો ગયો તેમ તેમ શોક–દુઃખ ઓછાં થવા માંડયાં. **કમળા**ના મરણથી **ગંગા–કિશોર**ને બીજા કરતાં ઘણું લાગ્યું, પણ તે ધીમે ધીમે ઓછું થયું. પાછો કોરટનો ધંધો અચ્છી રીતે ચલાવવા લાગ્યો, ને હાઈ કોર્ટમાં ઉપરાચાપરી કેસો **કિશોર**ને મળવા લાગ્યા, ને તે સઘળામાં એની પ્રતિષ્ઠા ઘણી વધી. પાંચ પૈસા તેણે પેદા કરી લીધા, ને જે ઘરમાં એ રેહેતો હતો તે ઘર પોતાની મીલકત થાત, પણ **ગંગા**એ તેમ કરવાને ના પાડવાથી તેઓએ સારી રીતે પૈસા એકઠા કીધા. સર્વ વાતે કુટુંબ પાછું સુખી અવસ્થામાં હતું.

**તારાગવરી** હમણાં પાંચવરસની છે. તે ઘરમાં દોડાદોડ કરી મૂકે છે, ને વાડામાં, આગલા બગીચામાં કે ફુવારા નજીક પોતાની મેળે એકલી આવજાવ કરવાને શક્તિમંત છે. તેનું કાલું કાલું બોલવું તથા નાની નાની કવિતાઓનું મોઢે કરવું, ને ગાવું ને રમવું એ સઘળાથી **ગંગા–કિશોર** ઘણા આનંદમાં દિવસ નિર્ગમન કરતાં હતાં. **તારી** ઘણી ચાલાક હતી. તે ચંચળ તેમજ સઘળું ધ્યાનમાં રાખી શકે તેવી હતી, તે સાથે ઉછાંછળી નહિ પણ ઠંડી હતી. પોતાની પ્યારી મેના સાથે તે એકલી ગમ્મત કરતી હતી ને જો **તારી** બહાર હવા ખાવા ગઇ હોય તો મેના ઘરમાં

માંથી આંસુની ધારા વહી જતી હતી, ને તેની પાછળ તેનો એકનો એક દિકરો કંપતો કંપતો ચાલતો હતો.

થોડેક ચાલ્યા પછી તે ડોસાના એક મિત્રે કહ્યું: "**બિહારીલાલ**, હવે શોક કરવો વ્યર્થ છે. **ગંગા** તમારી હોત તો તમને મળ્યા વગર ચાલી જાત? ખરેખર એના જેવી ભાગ્યશાળી આ સૃષ્ટિમાં–આ કળી કાળમાં મળવી મુશ્કેલ છે. સત્યયુગમાં સતી થતી ને બળી મરતી એમ કહે છે, પણ આ કળિકાળમાં તેનાથી વિશેષ પ્રતાપી સ્ત્રીઓ છે. **કિશોરલાલ**ની પૂઠે **ગંગા** બેહેન સતી થઈ એ વૃત્તાંતે તો આખા શેહેરને ખળભળાવી મૂક્યું છે. જેવો **કિશોરલાલ** પડ્યો તે સાથેજ એ મૂર્છા ખાઇને પડી ને તેજ ક્ષણે તેનો આત્મા ચાલ્યો ગયો, ને પોતાના પતિ સાથે આજે તે જગત્પિતાની હજૂર વિરાજે છે. સતી તે શું, કંઈ કેહેવામાં છે કે? પતિ મૂવો તે પૂઠે ચિતા ખડકવી ને તેમાં બળી મરવું તે સતીપણું દુનિયાં દૃષ્ટિનું છે; પણ ખરૂં સતીપણું તો આજ! એમના પ્રેમનો મહિમા અલૌકિક ગણાશે. એનું નામ તો 'યાવત્ચંદ્રોદિવાકરૌ' સુધી રેહેશે, ને તમારા જેવાને પેટે આવું રત્ન એ કંઇ જેવી તેવી વાત નથી."

"ભાઈ, મને એના મરણ માટે દુઃખ લાગતું નથી;" રડતાં રડતાં **બિહારીલાલે** કહ્યું."પણ હાય! એ છેલ્લું મારી સાથે બોલી હોત તો બસ હતું. એનું મરણ તો કંઇ દૈવિજ છે; ને **કિશોરલાલ** નાગરી ન્યાતનું નાક હતો."

"બેશક, તેમાં શક શો છે?" બીજા મિત્રે કહ્યું. "**કિશોર** પડ્યો તે સાથે **ગંગા** પણ પડી. ખરા પ્રેમની એજ નિશાનિ છે. પ્રેમનું જે લક્ષણ તે કહી બતાવે આવતું નથી, પણ સમય પરત્વે દેખાઇ આવે છે. પણ **મોહનચંદ્ર**ના ઘરપર જે કોપ ઉતર્યો છે તેવો કોઇને ત્યાં ઉતર્યો નહિ હોય. એક દિવસમાં ત્રણ મૃત્યુ! ઇશ્વરની લીલા અજબ છે; એટલે તેને દોષ કેમ દેવાય? એ ઘણું ખોટું થયું છે! પણ ઇશ્વરપર વિશ્વાસ રાખીને બેસવું જોઇએ. હવે તમારે તો આ પુત્ર રત્નને સંભાળવાનું છે! અને ગુણવંતિ **ગંગા**ના સ્મરણ માટે કંઇ કરવાનું છે."

"એના સ્મરણાર્થે શું કરવું યોગ્ય છે?" પેહેલા મિત્રે કહ્યું. "તેનું નામ, તેનું કામ, ને તેનું સતીપણું એ ત્રણે એવાં તો ઐકયતાથી ત્રિપુટી માફક મળેલાં છે કે તે આ નગરીમાં તો શું પણ કોઇપણ સ્થળે કીર્ત્તિવંત રેહેશે. વૈધવ્ય અવસ્થામાં સફેત છીંદડી પેહેરીને **ગંગા** બીજા હજાર વર્ષનું આયુષ્ય ભોગવતે તેના કરતાં આ એનું મરણ વધારે કાળ

સ્મરણ કરાવશે. રૂડી સ્ત્રીને **ગંગા**નું નિર્મળું નામ આનંદ આપશે, ભૂંડી સ્ત્રી એના કર્તવ્યનું શિક્ષણ લેઈ સુધરશે."

"ખરેખર તેમજ છે, એનાથી વધારે સતીત્વ દર્શાવનારી સ્ત્રી મળશે નહિ" સર્વે સ્મશાનિયા એકે અવાજે બોલ્યા, ને નવધાર આંસુએ રડતા **ગંગા**ના પિતાને પોતાની કુળવંતિ દીકરીના મરણનો જે અપાર શોક વ્યાપ્યો હતો તે નરમ પાડવાને કારણ મળી આવ્યું. છેલ્લે સર્વે કહ્યું કે:-

**"कुळवंति गंगा जेवी**

**सद्गुणी सुंदरीओ**

**हिंदु संसारनुं भूषण छे!"**

# "ગુજરાતી" પ્રકાશિત ગ્રંથ.

## મુંબઈ, કોટ, દ્વારકાદાસ સ્ટ્રીટ.

**બૃહત્ કાવ્યદોહન**–ભાગ ૧ લો. પ્રાચીન કવિઓની કવિતાના સંગ્રહમાંથી ઉત્તમોત્તમ કવિતાનો એક ઘણો સારો જથો એકઠો કીધો છે. ૧૨ મોટાં આખ્યાન, ૨૦ આખ્યાયિકા, ને ૫૦૦ પદોનો સરસ સંગ્રહ. પૃષ્ઠ ૧૦૦૦, પાકાં પુઠાં, કિમ્મત રૂ ૩), ટપાલ ખર્ચ ૬ આના. આટલું સસ્તું પુસ્તક બીજું એકે નથી.

**બૃહત્ કાવ્યદોહન**–ભાગ ૨ જો. નરસિંહ મેહેતા, પ્રેમાનંદ સામળભટ, અખોભક્ત, મુક્તાનંદ ૭૦ ઘણા કવિઓની કવિતાના સંગ્રહનો આ જથો છે. એમાં નવિન ઘણાં આખ્યાનો તથા જુનામાં જુના કવિઓની કવિતાનો સંગ્રહ પણ છે. ઉપલા બંનો ગ્રંથો માટે વર્તમાન પત્રોએ સરસમાં સરસ અભિપ્રાયો આપ્યા છે. પૃષ્ઠ ૧૦૦૦, પાકાં પુઠાં, કિમ્મત રૂ ૩), ટપાલ છ આના.

**અરેબિયન નાઇટ્સ**–પુસ્તક ૧ લું. જગપ્રસિદ્ધ વાર્તાસંગ્રહમાં એના જેવુ એક પણ નથી. એમાં ૬૫ મોટાં ને સારાં ચિત્રો આપ્યાં છે. ભાષા ઘણી સરળ, સરસ ને રસભરિત છે. પૃષ્ઠ (ચિત્રો સાથે) ૧૦૦૦, પાકાં પુઠાં, કિમ્મત રૂ ૩), ટપાલ ૬ આના.

**અરેબિયન નાઇટ્સ**–પુસ્તક ૨જું. જગપ્રસિદ્ધ વાર્તાસંગ્રહનો આ બાકીનો ભાગ છે. ચિત્ર ૭૦ છે. પેહેલા ભાગ કરતાં વધારે રસભરિત છે. [છપાય છે.

**દયારામકૃત કાવ્યસંગ્રહ**–કવિનર્મદાશંકરે રૂ ૧૦ વાળું જે દયારામ કૃત છપાવ્યું હતું તેની આ ત્રીજી આવૃત્તિ છે. ગિલીટના નામ સાથનાં પુઠાં છે. **વધારામાં** સતસૈયા, જે કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કરનારાઓને ઘણા ઉપયોગી છે, તેની સંપૂર્ણ ટિકા આપી છે. કિમ્મત ઘણી સસ્તી, રૂ ૨-૮-૦. ટપાલ ૪ આના.

**રાજતેજોમયી મહારાણી શ્રી વિક્ટોરિયાનું જીવનચરિત્ર**–જુબીલી પ્રસંગ માટેજ નહિ, પણ સદાકાળ યાદ રાખવા યોગ્ય એક ઉચ્ચ સદ્‌ગુણોથી ભરેલું સંસારી જીવનચરિત્ર, સ્ત્રીઓમાં રાખવા લાયક, ૭ સુંદર ચિત્રો સાથે. મુખપૃષ્ઠનું ચિત્ર કોઈપણ ગુજરાતીગ્રંથમાં આપવામાં આવ્યું હોય તેથી ઘણું સરસ. સઘળા વર્તમાનપત્રોએ ભલામણ કીધી છે કે કન્યાઓને માટે તે ઘણું ઉપયોગી છે. કિમ્મત રૂ ૪) ટપાલ ૪ આના.

**દિરાવતી**–શેહેનશાહ અકબર, પ્રતાપિ મોગલ મહારાજાની જીંદગીનું, રાજ કાજનું અત્યુત્તમ ચરિત્ર. સાથે એક સદ્‌ગુણ સંપન્ન સ્ત્રીના પતિવ્રતપણાની

વાર્તા છે. ગુજરાતી ભાષામાં ઘણી વાર્ત્તાઓ નિકળી છે, પરંતુ આ એક એવી વાર્તા છે કે તેમાંથી ધર્મ જ્ઞાન, ઇતિહાસ, આનંદ ને સંતોષ એકે સામટા મળે છે. શેહેનશાહ અકબરે કેવા પ્રકારે પોતાનું આયુષ્ય ગાળ્યું છે તેની આના કરતાં કોઈ રીતે વધારે હકીકત મળી શકે તેમ નથી. વાર્તાનો મુખ્ય પાયો ખરી હકીકતપર રચાયો છે. પૃષ્ઠ ૩૦૦, કિમ્મત રૂ ૧-૧૨-૦.

**બહારવટિયાની સ્ત્રી**—એક સરસ વાર્તા. કિમ્મત આના ચાર. ટપાલ છ પૈ.

**યમસ્મૃતિ**—મૂળ સંસ્કૃત તથા ભાષાંતર સહિત. કિમ્મત આના બે. ટપાલ છ પૈ.

**ધર્મવિચાર**—કવિ નર્મદાશંકરના છેલ્લા નિબંધોનો સંગ્રહ કિમ્મત રૂ ૦-૧૦-૦ ટપાલ એક આનો. [ઘણી થોડી નકલ બાકી છે.

**બાળકૃષ્ણ વિજયનાટક**—કવિ નર્મદાશંકર લાલશંકરનો છેલ્લો પ્રાસાદિક નાટક. કિમ્મત રૂ ૦-૮-૦. ટપાલ છ પૈ.

**રાસેલાસની કથા**—ડા. જૉનસનના એક સરસમાં સરસ નિબંધ તથા વાર્તાનું ભાષાંતર, ચિત્રો તથા સુધારા સાથે. એ ગ્રંથ સુખમાં છકી જતાં તરૂણને બોધ દેનારો, ને દુઃખમાં ધીરજ આપનારો છે. ઈહલોક ને પરલોક એ શું છે તેનું ઉત્તમ શિક્ષણ આપે છે. કિમ્મત રૂ ૧). ટપાલ એક આનો.

**હિંદ અને બ્રિટાનિયા**—અપૂર્વ રાજકીય કાદમ્બરી. એ વાર્તાપર ઇંગ્લંડનાં ધોરિંધર પત્રો "ધી ટાઈમ્સ," "સ્ટાન્ડર્ડ," "સેંટ જેમ્સીસ ગેઝીટ," "પોલમોલ ગેઝીટ," "ટેલીગ્રાફ," "સ્કાટસમેન," "ધ કિવન" "સેટરડે રિવ્યુ," (તથા "ધી સ્ટાન્ડર્ડ"પરથી જણાય છે કે રૂશિયાનું "નોવોવરમિયા." "મોસ્કો ગેઝીટ" ને ફ્રાન્સનું "ટેમ્પેસ") અને અમેરિકાના "નોર્થ અમેરિકન રિવ્યુ" વી. વી. એ ટીકા કીધી છે; અને હિંદુસ્તાનના એકેએક પત્રોએ તેની તપાસ લીધી છે; જેવી તપાસ કોઈપણ ગ્રંથની અદ્યાપિ પર્યંત લેવાયલી જણાઈ નથી. ત્રીજી આવૃત્તિ પુષ્કળ ટિપ્પણ ને સુધારા વધારા સાથે. કિમ્મત રૂ ૧-૮-૦. ટપાલ બે આના.

**નર્મ કવિતા**—કવિ નર્મદાશંકરની રચેલી સઘળી કવિતાનો મોટો સંગ્રહ, કવિતાનાં સઘળાં ટિપ્પણો સાથે, બે વિભાગમાં. અગાઉ તેની કીમત રૂ ૧૫ હતી. હાલ, કવિએ નહિ છપાવેલી એવી પણ સર્વ કવિતાઓ તેમાં ઉમેરી છે છતાં કીમત રૂ ૭. ટપાલ આઠ આના. પૃષ્ટ ૧૨૦૦.

**ગંગા**—એક ગુર્જર વાર્તા. જે આધુનિક હિંદુ કુટુંબના ચિત્રનો નમુનો છે. કિમ્મત રૂ ૧-૮-૦.

